# અરેબિયન નાઈટસ.

## ભાગ આઠમો.



*The Right of Printing and Translation in other Indian Language is reserved.*

—:o:—

**મુંબઈ**

ઈંગ્રીપસ પ્રેસમાં, ન. ફ. એ છાપ્યું છે.

છપાવનાર તથા વેચનાર મુંબઈ કાળબાદેવીને રસ્તે રામવાડી પાસે

ઈશ્વરદાસ લાયચંદવાલા.

**દરેક ભાગની કીંમત ચાર આના.**

રદેશના સર્વે દુ:ખો ભુલી ગયો. સિંદબાદે એટલો ખુલાસો જણાવી; ગાવા વજાડવાને હુકમ કીધો, કેમકે મુસાફરીનો વૃતાંત ચાલતો હતો, તે વખતે ગાવું બજાવવું બંધ પાડેલું હતું.

ગજલ.

ફીસકી અબરૂકી મેરી, તસવીર આંખોમેં ફીરી,
એજ સુરમાકી જગેહ, શમશીર આંખોમેં ફીરી; ફીસકી. ૧
ઉસ પરી રૂખસારને ખોલે જો, અપને મોંહપે ઝોલફ,
વહશીઓંકી સુરતે, ઝંજીર આંખોમેં ફીરી; ફીસકી. ૨
ખાબમેં દેખા ફીયા, મેં કસરે જન્ત રાતકુ,
ઉસકે ઘરકી જો મેરી, તામીર આંખોમેં ફીરી; ફીસકી. ૩
શમ કેયા ખોરશીદસે, ભી ફીર ગઇ મેરી નઝર,
જબકે ઉસકી શીકલ, પુરતનવીર આંખોમેં ફીરી; ફીસકી. ૪
જબ ફીર આયા વોહ શીકાર, અદગનકે તકતે તકતે રાહ,
પુતલી આંખોંકી તેરી, નખ ચીર આંખોમેં ફીરી; ફીસકી. ૫
સબઝએ ખત દેખકર, રૂખપર તેરે અય સરદ મહર,
એક બહારે ગુલશને, કશમીર આંખોમેં ફીરી. ફીસકી. ૬
નાલએ દલસે ઝરૂર કે, એક સુજાઇ નીલકી,
તેરી આખેર આસમાન ને, પીર આંખોમેં ફીરી. ફીસકી. ૭

રાહ જેવી ગાવા બજાવવાની ધુમ મચી, એટલે સર્વે ખાવા પીવાની, ધામધુમમાં પડયા. જયારે ખાઇ પીને પરવારયા, તેટલામાં અર્ધી રાત વહી ગઇ; ત્યારે સિંદબાદે એક કોથળી કે, જેમા ( ૪૦૦૦ ) સિકકા ભરી મંગાવ્યા, તે હિંદબાદને આપી કહયું કે, આ વખતે તમે પોતાને ઘેર પધારો, અને આવતી કાલે સાઝના ફરી, મહારી બીજી મુસાફરીનો ખુલાસો, સાંભળવાને અહિં આવજો. તેની પ્રીતિ અને ધન હિંદબાદે, આંખી જીંદગીમાં જોયેલી ન હતી, તે દીઠાથી અતિશે ખુશી થ

યો; અને તેનો ઉપકાર માની, પોતાને ઘેર ઝડપથી ચાલી ગયો. ઘેર ગયા પછી પોતાની બેરી છોકરાવોને, સિંદબાદનો ખુલાસો જાહેર કરયો. તેવો સર્વે ખુશી થઈ પરમેશ્વરનો, ઉપકાર માનવા લાગ્યા; કે ઈશ્વર કૃપાથી સિંદબાદે, હમારૂ દલીદ્ર દૂર કીધું. બીજે દિવસે હિંદબાદ બજારમાં જઈ, સારો પોશાક ખરીદ કીધો, તે પેહેરી પાછો સિંદબાદના મેહેલ સાંમે ગયો. તેને ભભકદાર પોશાકે આવેલો જોઈ, સિંદબાદ ઘણો ખુશી થયો, અને મુછમાં હસીને એમ ખુશખબર તેની પુછી. જયારે સર્વે મિત્રો અને પરોણા, મેહેલ એકઠા થયા, ત્યારે તેના ઠરાવ પ્રમાણે તરેહ તરેહનું ખાધું પીધું. જયારે ખાઈ પી ચુકયા, ત્યારે સિંદબાદે કહયું કે, ભાઈઓ એક ચિત્તે મહારી બીજી, મુસાફરીનો ખુલાસો સાંભળો.

---

## સિંદબાદ વહાણવટીની બીજી મુસાફરી.

—— :o: ——

ઓ દોસ્તો પેહેલી મુસાફરીમાં, કેટલુંક દુ:ખ, મહારા ઉપર પડેલું હતું, તે વખતે મનમાં એવો ઠરાવ કરેલો હતો કે, ફરી કોઈ પણ દિવસે, મુસાફરીએ જવાનું નામ ન લેવું; અને સ્વદેશમાં આનંદથી રહી ચેહેન હું કરીશ; પણ વગર ધંધે બેસી રેહેવાથી, ઘણી ઉદાસી ઉપજવા લાગી. ત્યારે ઘભરાઈને ધારયું કે, ફરી બીજી મુસાફરી કરી, નવા નવા શેહેરો અને દેશો તથા ઉત્તમ, નદિયોની અદભુત રચના જોવું. મુસાફરીએ જવાનો, જ્યારે ઠરાવ ફરી થવાથી, અનેક પ્રકારે ઘણોક માલ ખરીદ મેં કીધો; અને કેટલાક વેપારી ઉપર વિશ્વાસ મને હતો, તેની સંગાથે સારૂ વહાણ જોઈ, સર્વે માલ ચઢાવ્યો; અને હમારા જીવની તથા માલ મીલકતની, રક્ષા કરવાને સમર્થ પરમેશ્વરને સોપ્યું. જ્યારે વહાણનું લંગર ઉપડયું, અને રસ્તે પડયા એટલે, નવા નવા ટાપુવો, અને

શેહેરો મળતા; ત્યાહ હમારો માલ વેચતા; અને તેની અદલી બદલી ત્યા હથી કર્તા. તેવી રીતે કેટલાક દિવસ વહિ ગયા. એક દિવસે એક ટાપુ ઘણોજ ઉત્તમ, અને ફળો ભરેલા ઝાડોનો દૂરથી જોયો; ત્યાહ ગયા તો વસ્તિ વિનાનો તે હતો. માણસતો શુ પણ, ત્યાહ પક્ષિ નજરે ન પડતા. મહારી સાથે વહાણેથી ઉતરેલા સર્વે, ઝાડોના ફળો તોડી તોડી, એકઠા કરવા લાગ્યા; પણ હુંતો સાંભિને સાંભે ચાલ્યો. જ્યારે ઘણો દૂર ગયો; ત્યારે એક નહાનું તળાવ નજરે પડયું; જ્યાહ ઘણાક ઝાડોની ઘટા, અને તેની શિતળ છાયામાં બેઠો; તેટલે કરકડીને ભૂખ લાગેથી, ભાતું છોડી ખાધું; અને દારૂ પણ પીધો; જ્યારે દારૂની કેફ ચઢી, ત્યારે ત્યાહજ પડી રહયો. તે એટલા સુધી પડયો કે, તેનો અનુંમાન હુ કરી શકતો નથી. જ્યારે જાગ્યો, અને કીનારે જઇ જોયુંતો, મહા રી સાથે ઉતરેલામાંથી, કોઇને ન જોયા. તેવો તો સર્વે ખાઇ પીને વ હાણે ચઢી ગયા. નાખુદાએ સર્વે ઉતાર આવેલા જોઇ, સર્વે ડોલોના સડો છોડાવી, વહાણ ત્યાહથી હકારયું; પણ હુંતો કીનારે રહી ગયો. તેટલેતો ઝપાટાબંધ વેહાણ જતા, મેહારી નજરેથી ગુપ્ત થયું. તે વખતે એટલોતો સંતાપ મને થયો કે, તે દુ:ખનો ખુલાસો કહિ શકતો નથી. તે વિશે તમેજ વિચાર કરો કે, ઉજ્જડ જગ્યાએ, મહારી કેહેવી દશ્યા થઇ હશે. ? ત્યા રડતો પિટતો બેઠો; તે વખતની દીલગીરીમાં, મહારો પ્રાણ નિકળી જવાને, વિલમ ન હતો; હોહા કર્તો ઘણુંક રડતો, અને માથુ પીટી પીટી જમીને પડતો. લાંબા વખત સુધી તેમ કીધું; અને પોતાને હજારો ફીટકાર તથા ધિક્કાર આપી, બુડું ભલું કેહેતો કે, પેહે લી મુસાફરીમાં એટલી વિપત્તિ, ભોગવી તે થોડી હતી કે, બીજી સફરે દારૂ પીવા તું નિકલ્યો. જ્યારે રડી પોટીને થાકયો, ત્યારે પરમેશ્વરનું ધ્યાન ધરતો, તહિંથી ઉઠયો અને વિચાર કર્તો હતો કે, હવે હું શુ ક રૂ; અને કહા જાવું. તે પછી ઊંચા એક ઝાડ ઉપર ચઢી, ચારે બાજુ

એ જોયું કે, કોઈ ઠેકાણે રાત્રે રેહવાને જગ્યા મળે; પણ જયાહ જોવું તાહ, પાણીજ પાણી અને ઉપર, આકાશ નજરે પડતું. લાંબે નજર કર્તાએક તરફ, ઘણો મોટો જથ્થો સફેદ વસ્તુનો, દૂરથી મને દેખાયો. ત્યારે ઝાડ ઉપરથી ઉતરી, બાકી રહેલું ખાવાનું હતું, તે લઈ પેલી સફેદ વસ્તુ કે, જે ઘણી દૂર હતી; તેની ખાત્રી કરવા તે તરફ ચાલ્યો. તેની પાસે જઇ જોવુંમતો, તે ગુંબજની તરેહ ગોળાકારછે; અને તે ઘણુંજ ચિકણું હતું કે, હાથ મુકેથી લપસી જતો. ત્યારે તેની ચારે બાજુએ હું ફરયો, કે કોઈ દરવાજો તેનો નજરે પડે; પણ તે ચારે તરફથી ગોળાકારે બંધ હતો, અને તેનો ઘેરાવો પચાસ પગલા જણાતો, એટલામાં સૂરજ અસ્ત થવાનો વખત થયો; અને ચારે તરફ તુર્ત વાદળાં, ઘેરાવા જેવું અંધારૂ થતું જોઈ, અતિશે હું ઘભરાટમાં પડયો. તેટલામાં મોટો પક્ષી એક ઉડીને, મહારી તરફ આવતો જોઈ, વધારે બીહવા લાગ્યો. તે વખતે વહાણવટીયોની, કેહેવત મને યાદ આવી કે, ગરૂડ પક્ષીનું ઇંડું ઘણું મોટું થાયછે. તેથી મેં ધારયું કે એ ઇંડું તેનું હશે ? માટે તેનું સેવન કરવાને તે આવેછે. તેટલે તે આવી ઇંડું તપાસવા લાગ્યો, ત્યારે મહારી ખાત્રી થઈ કે, તેનું ઇંડુંછે. તે જ્યારે મુહારી તરફ આવ્યો, અને મેં જોયુંતો તેના પંજાના, દરેક નખો એટલાં મોટા હતા કે, મોટા મોટા ઝાડોની જડ. તે જયારે ઇંડાંનું રક્ષણ કરવા બેઠો, ત્યારે માથાની પાઘડી છોડી, તેના પંજા સાથે એવીતો, મજબુત મહારા શરીર સાથે બાંધી કે, જયારે એ પક્ષી અહિંથી ઉડસે, તે વખતે તેના પગ પકડેથી, આ ઉજ્જડ ટાપુમાંથી જે તરફ તે જશે, ત્યાહ હું જઇશ. બીજે દિવસે સવારે તે પક્ષી, ત્યાહથી ઉડયો અને એટલો ઊંચે ગયો કે, જયાહથી જમીનનો ભાગ, ઝીણા કાંકરા જેવો દેખાતો; તેવી રીતે જુજ વખતમાં, કેટલાક જંગલ વટાવી, એક તરફ આસ્તેથી ઉતરયો; તે વખતે તેના પ

ગે હું બંધાયલો હતો; તે ઝડપથી છોડી છુટો થયો. તેટલામાં તો અ
જદહા નામે મોટા મોટા સર્પો, તરફ તે જઈ પોતાની ચાંચમાં, તેને પ
કડી ઉડયો. તે વખતે જોયું તો મોટા પહાડની, ઢળાણમાં ઓહનું મોટું
જંગલછે; તેની ચારે બાજુએ ઊંચા ઊંચા, પહાડો એવા હતા કે, કો
ઈ માણસની શક્તિ ન હતી કે, તે ઉપર ચઢી શકે; તે જગા અગા
ઉ કર્તા વધારે, ભયાનક અને બીકટ હતી. જયારે ચારે તરફ ફરી
તપાસ્યું તો, ચારે તરફ હીરાઓના કટકા, પડેલા મેં જોયા; તેમાં
કોઈ કોઇ એટલો મોટો હતો કે, તેને જોઇ અજાયેબ થતો; તેમાં
થી મોટા મોટા હીરા, એકઠા કરી કપડામાં બાંધ્યાં; પણ ત્યાહના અ
જદાહવોને જોઈ; હીરા મળવાની જે ખુશી ઉપજી હતી, તે ભુલી
ગયો. તે સર્પો એટલાતો મોટા હતા કે, તેમાંથી કેટલાક નાહના હા
થીઓને, સેહેલાઈથી ગળી જાય. આખો દિવસ ગરૂડની ધાસ્તિથી, પહા
ડોના ખાંચા ખુંચામાં તે ભરાઈ રેહતાં; કેમકે તેના જીવનો વેરી, દરરો
જ ત્યા આવતો હતો. ફકત રાતના તેવો બહાર નિકળતા. આખો દિવસ
તે જંગલમાં હું રખડયો; અને સારી જગ્યા જયાહ જોતો, ત્યાહ બેસી
ને વિશ્રામો લેતો. જયારે સૂરજ અસ્ત થયો, ત્યારે નહાની ગુફામાં હું
સંતાઇ બેઠો; અને તેના મોઢે પથરા મુકી બંધ કીધું; કે કોઈ સર્પ તે
માં આવી ન શકે. હવા આવવા અને અજવાળું પડવાને, ફકત એક
નાહાનું બાકોરૂં રાખ્યું. જયારે સર્વે બંદોબસ્ત કરી ચુકો, ત્યારે ખાવા
નું કાઢી ખાવા લાગ્યો. તેટલામાંતો સર્પો નિકળી, હોકારા કરવા લા
ગ્યા. તેના ભયાનક શબ્દો સાંભળી, હું બીહીને આખી રાત ધ્રુજતો બે
ઠો. તે એટલા સુધી કીધું કે સવાર થયું; એટલે સર્પો પોત પોતાના
ખાંચાઓમાં ઘુસી ગયા. તે વખતે ત્યાહથી બહાર નિકલ્યો. તે સર્વે
સર્પોથી એટલો હું ઘભરાયલો હતો કે, હજારો અમૂલ કીમતના હીરા, ફ
રી જોવાથી ખુશી ન થતો; પણ રાતે સુતો ન હતો, તેથી થોડુંક ખા

ઈ સુઈ રહયો. આપને વાંસો લાગતાંજ, આંખો ઉઘાડી અને ફરવા લાગ્યો. તેટલે તો મોટી એક વસ્તુ ભડ બદને, મ્હારી પાસે આવી પડી; કે તેના અવાજે ભડકી ઉઠ્યો. જ્યારે એક ચિત્તે તેને મેં જોયું તો, માંસનો અતિ મોટો તાજો લોંદો, નજરે પડ્યો. ત્યારે ઘડીક સુધી તેની ચારે બાજુએ, ઊંચે નિચે જોવા લાગ્યો. તેટલેતો પહાડો ઉપરથી, મોટા મોટા માંસના લોંદા અને કટકા, તે જગ્યાએ આવી પડતા જોયા. તે જોઈ ઘણોજ વિચારમાં હું પડ્યો. થોડી ઘડી પછી વહાણવટીઓની, કેહેવત મને યાદ આવી કે, હીરાઓની ખાણમાંથી, વેપારીઓ હીરા લાવવાને, એવો ઉપાય કરેછે કે, જે ૠતુમાં ગરૂડો પોતાને, બચ્ચા થવા માટે ઇંડા મુકેછે; તે અરસે મોટા મોટા માંસના કટકા, પહાડો ઉપરથી નીચે ફેંકેછે; એટલે તે માંસની ચીકાસે ન્હાના મોટા હીરા વળગેછે; તે જોઈ મોટા મોટા ગરૂડો ખાણમાં જાય, અને માંસના કટકા પડેલા જોઈ, તેને પંજામાં પકડી, પોતાના બચ્ચાને ખવાડવા, પહાડોની ટોચ ઉપર ઉડી જાયછે; જ્યારે ગરૂડને પહાડ ઉપર આવતો જોય કે, સેંકડો વેપારી અને તેના માંણસો, હોકારા અને બુમા શોહોર કરી, તેને નસાડી મુકેછે. એટલે તે માંસને વળગેલા હીરા, વેપારીઓ ઉખેડી લેછે; અને માંસના કટકા, પાછા ખોહમાં ફેંકી દેછે. તેવી રીતે વેપારીયોને, સેંકડો હીરા મળેછે. તે શબ્દોની યાદ મને આવી, ત્યારે મહારી ખાત્રી થઈ. તે વખતે ખાણની ચારે બાજુએ તપાસ કરીતો, તે એવીતો ગાઢી અને કઢંગી હતી કે, ત્યાંહથી નિકળવાને કેટલોક ઉપાય શોધ્યો; કે બીજી તરફ જવાય પણ, નિકળવાને કોઈ લાગ, ત્યાંહથી ન ફાવ્યો; ત્યારે તો તે જગ્યાને મ્હારી, કબર સમજવા લાગ્યો. તેટલે મોટા મોટા માંસના લોંદા, સેંકડો આવી પડતા જોઈ, થોડીક મને ધીરજ વળી, કેમકે ગરૂડો તેને ઉપાડી, પહાડ ઉપર જવા લાગ્યા. તે વખતે સુઝ પડ્યું કે એજ ઉપાય, અહિંથી નીકળી જવાને સારછે. તે પછી

મહારી કોઠળીમાં, જેટલા રોટલા હતા; તે સર્વે ખાધા અને ઘડીક, વિચાર કર્તો બેઠો. જ્યારે કોઠળી ખાલી પડી, ત્યારે તેમાં મોટા મોટા હીરા, સોધી સોધીને ભરયા; તે જ્યારે ભરાઇ એટલે, મહારા આખા શરીરે પાઘડીથી, મોટા મોટા માંસના કટકા, બાંધવાનો વિચાર થયો. તે વખતે હીરા ભરેલી કોથળીને, સંભાળથી રાખવા, કંમરે મજબુત બાંધી. તે પછીપગથી માથા સુધી, તાજા માંસના લોદા, જ્યારે બંધાઇ રહા એટલે, સુવાની રીતે લાંબો થઇ પડયો. થોડી ઘડી ગઇ કે ન ગઇ, તેટલે તો મોટા માંસનો જથ્થો જોઇ, પહાડો ઉપરથી ગરૂડો ઓહમાં, આવવા લાગ્યા. તેને જોઇ આંખો મિચી ઉંધો પડયો કે, રખેને તેની પાંખોનો ઝપેટો, લાગેથી જતી ન રહે. જ્યારે ચારે બાજુએ ગરૂડો આવી, હોકારા કરવા લાગ્યા; પણ હું તો મુવેલા જેવો ચુપ ચુપ, પડી રહયો. તેમાંથી એક મોટા ગરૂડે, માંસનો ગાશડો સમજી, પોતાના પંજામાં પકડયો કે, જેમાં હું હતો. તે વખતે બીજા ગરૂડો તેને વળગવા લાગ્યા, તેટલે તો તે ઝડપથી ઉડયો; કેમકે ઘણા દિવસનો ખોરાક, તેને હાથે લાગ્યો હોય, તેવું સમજી ખુશીના પોકાર કર્તો; પોતાના બચ્ચાવો તરફ ગયો. ગરૂડને આવતો જોઇ, કેટલાક વેપારી મોટા મોટા, લાકડા હાથમાં લઇ, તેની તરફ દોડી આવયા; તેમાં કેટલાકે પથરો ફેંકયા, અને કેટલાકે લાકડીના ઝપેટા, જમીને પછાડયા; કેટલાકે મોટા પોકાર કીધા. તે દેખાવ જોઇ ઘભરાટમાં ગરૂડ પડયો, એટલે ઉડી ગયો. જ્યારે તે મોટો પક્ષી ઉડી ગયો; તે વખતે સર્વે વેપારી ખુશી થતા, મહારી પાસે આવી હીરા સોધવા લાગ્યા, પણ તેઓને હીરા ન મળ્યા, અને માંસના લોદા બાંધેલા જોયા. તેટલે તો મહારા શરીરેથી, સર્વે છોડવા લાગ્યો. ત્યાહરે સર્વે વેપારીઓ, ઘભરાટમાં પડયા કે, એ ભૂત હશે. ? એકજણ હીમતથી મહારી પાસે આવ્યો અને પુછયું કે તું કોણછે; અને શ્યા માટે અહિં આવ્યો. જ્યારે

મને માણસ રૂપે તેણે જોયો, ત્યારે એવોતો ગુસ્સે તે થયો કે, જાણે હમણા મને મારી નાખશે. તે વખતે મેં કહ્યું કે, જ્યારે મહારૂં દુઃખ તમને માલમ પડશે, કે અહિં શ્યા માટે હું આવ્યો; અને કોણ છઉં; ત્યારે મહારા ઉપર ઘણીજ દયા આવશે. આ પોહમાંથી કેટલાએક, હીરા સોધી લાવ્યો છઉં; તે સર્વે માગસોતો આપીશ; તે અમૂલ કીંમતના મહારી ઠેલીમાં ભરેલાછે; તેટલું કહીને કોથળી તેને દેખાડી. એટલે સર્વે વેપારી મહારી ચારે તરફ એકઠા થયા; તેવોને સમજાવવા સર્વે ખુલાસો કહ્યો કે, કેવી રીતે ત્યાહ હું આવી પોહોતો. તે સર્વે સાંભળી અજાયેબ થયા, પછી તેવો પોતાની સાથે એવે ઠેકાણે, મને લઈ ગયા કે, જ્યાહ તેવોનો ઉતારો હતો. ત્યાહ જઈ બેઠા પછી, મહારા હીરા તેવો સર્વે જોઇ, ઘણા અજાયેબ થયા; અને કેહેવા લાગ્યા કે, એટલા મોટા હીરા, આજ સુધી હમે જોયા ન હતા; એટલે પેલા વેપારીને કે, જેના ઘરમાં હું પરોણો રહ્યો હતો; તેને કહ્યું કે એમાંથી જેટલા, તને જોઇએ તેટલા વીણીને લે; તે વીશે જરાકે દીલગીર હું, થનાર નથી. તે ભલા વેપારી પાસે, કરોડોના હીરા મુકવાથી, ધીયાન્ત તેણે ન ફેરવતા; કહ્યું કે હું શુ હરામ ખાઉ છઉ કે, તારી મેહન્તે મેળવેલી મીલકતમાંથી લેવું. તેમાંથી એકપણ નથી લેનાર; તે વખતે ઘણીજ સરમ મને લાગી કે, તેનું કેટલાક દિવસ મેં ખાધું હતું, તેના બદલામાં કંઇ પણ આપવું જોઇએ. તે વખતે ઘણીજ બોહોસ મેં કરી, તારે તેમાંથી એક મોટો અને કેટલાક, નહાના નહાના તેણે લીધાં; અને કહ્યું કે મહારી બાકીની, ઉમ્મર માટે એટલા બશછે. બીજી મુસાફરીની જરૂર હવે મને ન રેહેશે; તેનો ઠરાવ એવો હતો કે, ગરૂડના એક બે ફેરામાં, જેટલા હીરા મળે, તે ઉપર આધાર રાખતો; તે ઉપરાંત બીજા ફેરામાં, તે ન જતો; તેમ તે લોભી કે ધુતારો પણ ન હતો. તેવી રીતે આખી રાત મહારી, અને તેના દુઃખની વાતો ચલાવ

તા, તેની પાસે સુઈ રહ્યો; તેટલે બીજી વખતે મ્હારો, ખુલાસો તેને ક
હી સમજાવ્યો. તે ખાણમાંથી કરોડોના ઊગ મળયા; તેની સંભાળ અ
ને ધારતી રાખ્યા છતાં, તે વખતે એવીતો ખુશી ઉપજી કે, જેનું વર્ણન
થઈ ન શકે. તે સાથે એવો વિચાર કર્તો કે, એ ખઇછે અથવા સપનું
તો જ હશે! બીજે દિવસે સર્વે વેપારીઓ મળી, ત્યાંહથી મોટા મોટા
સર્પોના જ્યાહં ડર હતા, તે રૂહા ટાપુ તરફ આવ્યા; તે વખતે હ
મારા ભાવેગ ઘણા સારા કે, રસ્તામાં સર્પોની કોઈ રીતે, અડચણ ન
થઈ. તે ટાપુમાં એક જાતના ઝાડમાંથી, કપૂર નિકળતું સાંભળ્યું; તે એ
વી રીતે કે મોટા છરાએ, તેને ખાંચા પાડેતો કેટલોક રસ, તેમાંથી ગળે
છે; અને તેની નિચે હરેક વાશણ પકડવાથી, તુર્તે તે ભરાઈ જાયછે; તેને
તડકે સુકવેતો, તે બંધાઈને કપૂર થાયછે; તે ઝાડ એટલું તો મોટું થા
યછે કે, તેની છાયામાં એકસો માણસો, સુખથી બેસે; તે ટાપુમાં એક
જનાવર, ગેંડા નામે જોયું, તે હાથી કર્તા ન્હાનું અને, ભેંસથી મોટું
થાયછે; તેના નાક ઉપર એક શીંગડું, એક હાથ બરોબર લાંબુ, માંસમાં
મજબુત જડાયલું હોયછે; અને તે શીંગડા ઉપર સફેદ, ચીતરામણ દેખાય
છે; તે શીંગડું મોટા મોટા હાથીના, પેટમાં ઘોસી ઘાલ્યા હાથીને, પોતા
ને માથે ઉપાડીલેછે; પણ જ્યારે તેનું લોહી, અને ચરબી વહેછે, ત્યારે તે
ની આંખો ઉપર પડેથી, તુર્તે ગેંડો આંધળો થાયછે; તે વખતે કોઈ મહ્ડ
પક્ષી, ત્યાંહ આવી પોહોંચે હોયતો; હાથી સુધ્ધા ગેંડાને પોતાના પં
જામાં પકડી, ઉપાડી જાયછે; અને તેનું માંસ પોતાના બચ્ચાંઓને
ખવાડેછે. તે પછી રસ્તામાં રખડતા, ઘણાંક ટાપુ અને શેહેરો, હમો ત્યાં
હથી ફરયા; જ્યાંહ મ્હારા હીરાઓની, સારામાં સારી કીંમત ઉપજતી હતી;
ત્યાંહ કેટલું વેચી તે દેશમાં પેદા થતી, અમુલ વસ્તુઓ સાથે અદલી બદ
લી કરી. એવી રીતે મુસાફરી કર્તો; રસ્તે આવતા ઘણાંક ગરીબો, અને
ફકીરોને મ્હારા નફામાંથી, કે જે મોટી મહેનતે પેદા કરેલું હતું; તેમાંથી

મોટી રકમ આપી, તેના દલીદ્ર ટાળતો. ફરતા ફરતા જ્યારે બસરે, અને ત્યાંથી બગદાદમાં આવી પોહોતો, ત્યારે ખુશીથી દિવસ ગુજારવા લાગ્યો. બીજી મુસાફરીનો ખુલાસો, સિંદબાદ કહી ચુકો એટલે, ૪૦૦ સિક્કા હિંદબાદને આપી; રવાનો તેને કીધો અને કહ્યું કે, આવતી કાલ પાછો એજ વખતે, અહિં આવી ત્રીજી મુસાફરીનો, ખુલાસો સાંભળજો. તે વખતે સર્વે સભાસદો, અને હિંદબાદ વિદાય થયા, અને ત્રીજે દિવસે ઠરાવેલ વખતે, સિંદબાદના મોહેલ સર્વે હાજર થયા.

---

## સિંદબાદ વહાણવટીની ત્રીજી મુસાફરીનું વૃતાંત.

આગલી વિપત્તિ અને દુ:ખો, બેહું મુસાફરીમાં જેટલા ભોગવ્યા હતા; તે આનંદ અને સુખ થોડા દિવસ, ભોગવવાના કારણે હું ભુલી ગયો. ત્યારે સફરે જવાની ફરી તેયારી કરવા લાગ્યો. તે વખતે બગદાદથી, મુસાફરીનો માલ ખરીદ કરી, બસરે લઈ ગયો. ત્યાંહથી બીજાઓની સાથે મળી, એક વહાણે ચઢાવ્યો; અને મોટી સફરે નિકલ્યો. ફરતા ફરતા કેટલાક શેહેરોમાં, હમારો માલ વેચી ત્યાંહથી, નવો ખરીદ કર્યો, તેમાં મોટો નફો મળ્યો. એક દિવસે પરમેશ્વરની મરજીથી, હમારૂં વહાણ તોફાનમાં પડયું; તે વખતે વાદળ ઘેરાયું, વિજળીના કડાકા ભડાકા થવા લાગ્યા; અને એવો તો જોરે પવન નિકળ્યો કે, ઘભરાટમાં સુધી. રસ્તો ભુલી, આડે માર્ગે નીકળી ગયા. આગળ ચાલતા ચાલતા, કેટલાક દિવસે એક ટાપુ હમે જોયો; તે વખતે વહાણના જરૂર કામ માટે, તેના સઢો ઉતારી લંગર કીધું. જ્યારે તે ટાપુની ચારે તરફ, નાખુદાએ નજર કીધી તો, ઘભરાઇને તે રડવા લાગ્યો; તે સાથે વહાણના સર્વે, ઉતારૂઓને તે કહેવા લાગ્યો કે, આ ટાપુની પડોસમાં, ભયાનક જંગલી

ઓનું મોઢું રહેઠાણછે; તેના શરીરે બાલ બાળ હોયછે; તે આપણા વહાણના સર્વે માણસોનો જીવ લેનારાછે; હજુ સુધી તેઓ ઘણા દૂરછે, તોપણ તેઓની સાંમે, આપણે લડી શકતા નથી; કેમકે તેઓની સંખ્યા અતિ મોટી હોયછે; તેમાંથી એકને આપણે મારશુંતો, પતંગ્યાની તરેહ ચારે તરફથી, એકઠા તેઓ થઇ આપણને, તુર્ત મારી નાખશે. નાખુદાનું તેટલું સાંભળી, હમે સર્વે મોટા ખળભળાટમાં પડયા. તે વખતે કેટલાક બોલ્યા કે, વહાણ પાછું ફેરવો અને કેટલાકતો, હથીઆરો તૈયાર કરવા લાગ્યા; તેવી ધામધુમ કર્તા હતા; તેટલેતો નાખુદાએ પ્રથમ કહ્યું હતું; તેવી રીતે હજારો જંગલી કે, જેના શરીર બાલ બાળોથી ઢંકાયેલા; અને સવાગજ ઉંચા દીઠા; તેઓ ટોળબંધ વહાણ તરફ, ઝડપથી આવતા જોયા, અને તેની પાછળ સેંકડો બીજા હતાં; તેઓ કીનારે આવતાજ, ઝપા ઝપ સમુદ્રમાં કુદી, પાણીમાં તરીને વહાણની, ચારે બાજુ ઘેરી લીધી; અને ચાવ ચાવ શબ્દોનો એકસાતો, પોકાર કરવા લાગ્યા કે, હમે તેમાં કઇ પણ ન સમજયા. તે પછી વહાણના દોરડા ઉપર, એવી ચતુરાઇથી તેઓ ચઢી ગયા કે, પળવાર તેના પગ ઠરતા ન જણાતા; તે વખતે હમારા દુઃખનો, વિચાર કરવો જોઇએચ કે, તેઓથી હમારો બંચાવ, કેહેવી રીતે થઇ શકે; તે સાથે હમારામાં તેઓને, હઠાવવાની શક્તિ પણ ન હવી. સેવટે તેઓએ વહાણના સઢો બાંધ્યા, અને લંગરનું દોરડું કાપી; વહાણને કીનારે ઘસડી ચાલ્યા. જ્યારે વહાણને સુકી જમીન ઉપર, તેઓએ બળ કરી ચઢાવ્યું; ત્યારેતો સર્વેને ઉતારી, તેના ટાપુમાં કે, જ્યાહથી તેઓ આવેલા હતા; ત્યાહ બાંધીલાનની રીતે, ચારે તરફથી ચોકી પેહેરામાં હમો સર્વેને તેઓ લઇ આવ્યા. વહાણ ચલાવનારા તે ટાપુ માટે, અગાઉથી ઘણી ધાસ્તી, રાખતા હતા; પણ હમારા અભાગે, તે જંગલીઓને હાથે પકડાઇ ગયા. જ્યારે તે ટાપુમાં ગયાતો, ફળોના ઝુમખે ઝુમખા, લાગેલા હજારો ઝાડો નજરે પડયા, રસ્તે ચાલ

તા કેટલાક ફળો હમોને મળતા, તે ખાઇ જીવતા હતાં; અને એમજ ધાર
તા કે, હવે સર્વે મરી જશું. આમજ ચાલતા જ્યારે થાકયા, એટલે હમે
સર્વેને પેરી, એક મોટા કીલ્લામાં કે, જેમાં એક મેહેલ બંધ બારણે હ
તો; ત્યાં હમોને લઇ ગયા. ત્યાંહ જઇ જોયું તો, માણસોના હાડકાનો મો
ટો ઢગલો પડેલો હતો; ઉપરાંત મોટી મોટી સીકો, લોહોડાની પડેલી જોઇ
કે, તે માંસ ભુંજવાને રાખેલી હશે. ? કેટલાક સીકો જોતાજ, હમે બેસુધ્ધ
થઇ ભોયે પછડાયા. લાંબા વખત સુધી તે બીકથી, ધ્રુજતા પડી રહ
યા; તેટલેતો રાત થઇ એટલે રડવા, પીટવા હમે સર્વે લાગ્યા. હમારો રડ
વાનો એટલો મોટો અવાજ, નીકળ્યા કે તે ગોગાટથી, એકાએક તેનો દર
વાજો ઉઘડયો, તેનો મોટો ભયંકર અવાજ સાંભળ્યો. તે વખતે હમે સર્વે
થથરી ઉઠયા. એક પળવાર ન ગઇ એટલે, તેમાંથી કાળો અને વિકાળ,
સ્વરૂપે એક મોટા મોહડાનો, અને તાડ જેવો, રાખસ બહાર નીકળ્યો; જે
ની એક આંખ કપાળે હતી; તે અગ્નિ જેવી લાલ ઝક ઝકથતી હતી.
આગલા તેના દાંત અણીદાર, મોહમાંહિથી બહાર નીકળેલા હતા; નીચેનો
હોઠ તેની છાતી સુધી ઝુંલતો હતો; તે સાથે શુપડા જેવા લાંબા, અને પો
હોળા કાનોથી, તેની ખાંધો ઢંકાઇ ગઇ હતી. તેના પાવડા જેવા નખો
ગોળ, અને વાંકા શિકારી પક્ષિઓની, રીતે તિક્ષણ હતા. તે બિહામ
ણા રૂપે રાખસને જોઇ, ફરી હમે બેસુધ્ધ થઇ પડયા; તેવી રીતે લાં
બા વખત સુધી, મરણ તોલ પડી રહયા. જ્યારે સુધ્ધિમાં આવ્યા, અ
ને જોયું તો, તે એટલે આવી કઇ, હમોને પુછતો હતો. તે પછી
સર્વેને ભેળા થયેલા જોઇ, હમારી તરફ તે આવ્યો; તે આવતાજ દરએ
કને ઉપાડી, ફેરવી ફેરવી ચાંપવા લાગ્યો કે; જેવી રીતે બકરા અને ઘે
ડાની, ચરબી અને માંસ કસાઇઓ તપાસેછે. તે વખતે સર્વેથી પેહેલો મને
તપાસ્યો; પણ ફક્ત હાડકા અને ચાંમડાનો, નબળો મને જોયો તેથી;
ભોયે તુર્ત પછાડી, બીજાઓને, તપાસવા લાગ્યો. સર્વેને તપાસતા, નાખુદા

સુધી જઈ પોહોતો, તેમાં સર્વેથી વધારે જાડો, માંસ ચરબી ભરેલો તેને જોયો. ત્યારેતો ખુશીનો પોકાર કર્તો, એક હાથે નાખુદાને પકડી, બીજે હાથે લોહડાની સીક ઉપાડી, તેના માથામાં એવી જોરથી, ઘોસી કે બીજી તરફ, તેના મગમાંથી નીકળી; તે પછી અંડાળ રા ખસે, ઘણોક અગ્નિ સળગાવી, તેમાં તેને સેકી ખાધો; અને ઓટ લે જઈ સુતો; તે સુતા પછી એવોતો, બીહામણો દેખાતો કે, જાણે મોટું ઝાડ, આડું પડેલું હોય, તે સાથે ઉંઘમાં, એટલોતો ઘોરતો હતો કે, જાણે હાથ્યા નખેતરનો, ગડગડાટ; સવાર સુધી તહિંજ પડી રહયો, હમે સર્વે તેની ધાસ્તીથી, ખુણે ખાચે ભરાઇ, આખી રા ત ધ્રૂજતા હતા; જ્યારે દિવસ ચઢયો ત્યારે, તે જાગ્યો અને ઉઠી બાહાર ત્યાંહથી ગયો; પણ હમોનેતો તહિંજ છુટા મુકયા. જ્યારે ઘણો લાંબે તે ગયો, એટલે હમે ફરી રડવા, પીટવા લાગ્યા; હમારા રડવા નો એટલો, હોંકારો થયો કે, આખો મેહેલ ગજબજી ઉઠયો. તે વખતે ઘણા માણસો, હમે તહિં હતા; અને હમારો વૈરી તો, એખલો ત્યાંહ રેહતો; તોપણ કોઇ ઉપાય એવો, હમોને ન સુજતો કે, તેના પંજામાં થી છુટીએ. જ્યારે નાચાર થયા, ત્યારે સેવટે સર્વેનો જીવ, પરમેશ્વરને સોપ્યો કે, ઓ દીનદયાળ આ, આફતમાંથી તું, બંચાવનાર સમર્થછે. તેવી રીતે વિશ્વાસ રાખી, ખુશી થયા કે તેને ગમે તે કરે. તેટલે ભુખ લા ગી માટે આખો દિવસ, તે જંગલમાં ફરીને કાઢયો, અને ફળ ફ ળાદી ઘાસ, પાંત્રા ઇત્યાદિક તોડી તોડીને, ખાધાં એટલે રાત પડી: ત્યારે હમે ધાર્યું કે કોઇ, બીજી જગ્યાએ જઇ રહીએ; કે સરદીથી આ પણો બંચાવ થાય; પણ તે મેહેલ સિવાય બીજી, જગા કોઇ હમને ન મળી; ત્યારે નાચાર થઇ આખરે; તેજ કીલ્લામાં ભરાઇ બેઠા; રાત ના ફરી રાખસ મેહેલમાંથી નિકલ્યો, અને હમારામાંથી એક માણસને, કે જે સર્વેથી જાડો ચરબી ભરેલો હતો; તેને સેકી ખાઈ ગયો; અને

એટલે જઈ સુતો. બીજે દિવસે જાગીને, તે જ્યારે બહાર ગયો, એ
ટલે મ્હારો સંગાથી બોલ્યો કે, આપણે સર્વે સમુદ્રે જઈ ડુંબી મ
રીએ, કેમકે ખાતરી રાખ્સના હાથે, મરવા કર્તા ડુંબવું ભલુંછે. એ
વું સર્વે જણા સાંભળી ચુપ બેઠા, પણ એકે કહ્યું કે મુસલમાની ધ
ર્મમાં આપઘાત કરવી ઉલટું છે. માટે કોઈ ઉપાય એવો સોધી કહાડો કે,
આ ચંડાળ રાખ્સથી આપણે બચીએ. ત્યારે સર્વે પોત પોતાના મ
નમાં વિચાર કરવા લાગ્યા; તે વખતે એટલા સુધી, મનસુબા ચાલ્યા કે,
એકે એકતો બીજાએ બીજો, એવી રીતે વિચાર કર્તાં લાંબો વખત વહી
ગયો; પણ કંઈ નિશ્ચે ન થયું. ત્યારે તો એક બીજાનાં મોહ સાંમે
જોતા બેઠા. તેટલે વિચાર કરી, એવી યુક્તિ મેં બતાવી કે, સાંભળો ભાઈ
ઓ તમે નજરે જુવોછ કે, આ સમુદ્ર કીનારે અનેક લાકડા, પાટી
આ તથા દોરડાં પડેલાંછે; તેમાંથી થોડાક આપણે લઈ, તેના ચાર પાં
ચ તરાપા નહાના મોટા કરી, કોઈ ઠેકાણે સંતાડી મુકીએ; તે પછી
સારો લાગ જોઈ, બીજી તરફ ચાલ્યા જઉં. પરમેશ્વરની મરજી હશે તો,
આ દુખમાંથી છુટવાને, એ ઉપાય સરસછે. એટલો ઉપાય કર્તા ભલા
મથી, આપણે સમુદ્રમાં ડુંબી મુવાતો, ઉત્તમ ગણાસે, કેમકે રાક્ષસના
મોહમાંથી, તો છુટસું.

મ્હારો બતાવેલો ઉપાય, સર્વેને પસંદ પડ્યો; ત્યારે સર્વે મ
ળી તરાપા, એટલા મોટા કર્યા કે, દરેક ઉપર ત્રણ ચાર માણસો, સેહ
લાઈથી બેશી સુઈ શકે; તેટલે સાંઝ પડી ત્યારે સર્વે, હમે પેલા કીલ્લામાં
પાછા ગયા. જ્યારે રાત થઈ એટલે, પેલો રાખ્સ હમારામાંથી, એક
ને પકડી, અગાઉની રીતે ખાઈ ગયો; અને તેજ જગાએ સુઈ રહ
યો. જ્યારે તેનો ઘોરવાનો અવાજ; અતિ મોટો હમે સાંભળ્યો; તે વ
ખતે હમારામાંથી નવ માણસો, અતિશ ચતુર અને પ્રવીણ હતા; તે અ
ને દસમો હું મળી, આકેકી સીકનો છેડો અગ્નિમાં, ધગધગતો તપાવ

વા લાગ્યા, જ્યારે તે ભાન થયો ત્યારે, તે છેડો રાખ્ખસની, આંખો ઉપ
ર, ચાંપવા લાગ્યા, તેની ઝડપ એટલા સુધી, ઉપરા ઉપરી ચલાવી કે, તુ
ર્ત તે આંધળો થયો. તે વખતની વેદનાએ, મોટા પોકારે રડવા, પિટવા લે
લાગ્યો; એટલુંજ નહી પણ પોતાનો, જમણો હાથ આંખો ઉપર મુકી
ડાબો હાથ એટલોતો લંબાવ્યો કે, હમાંરામાંથી કોઈ તેના હાથમાં, સપ
ડાયતો કાચોજ ખાઈ જાય; તે વખતે હમે સર્વે નહાસીને, એવી જગાએજ
રાયા કે, જેથાહ તે આવી ન શકે. જ્યારે તેને હાથ હમે ન લાગ્યા, ત્યા
રે તે બાવરની રીતે ખરાડતો, કીલ્લાના દરવાજેથી, બહાર નિકળ્યો. તે
વખતે ઓછ કર્તા તેને ત્યાહજ છોડી, હમે સમુદ્ર કીનારે નહાસી ગયા;
અને આગાડી કરી રાખેલા, તરાપા ઉપર ચઢી ઉમેદ કીધી કે, સવાર
થતાજ પાણીમાં તેને ચલાવી, બીજે કીનારે નિકળી જવું. જ્યારે રાખ્
સના હાથમાંથી, હમે છુટી નિરાંતે ઘડીક બેઠા. તેટલામાં મોટા ભયંકર,
બે રાખ્ખસો પેલા આંધળાને, બેહુંએ પકડી કીનારે લાવતા જોયા; તે
ઉપરાંત બીજા અનેક તેની, આગળ પાછળ દોડતા હતા. તે સ
ર્વેને દુરથી જોતાજ, હમારા તરાપાને સમુદ્રમાં ઉતારી, મોટા વેગથી
ચલાવી ઊંડા પાણીમાં લઈ ગયા; તેટલે રાખ્ખસો કીનારે આવી પોહોતા;
જ્યારે પોતાની આશ્ચર્યથી, બહાર ગયેલા હમોને જોઈ; મોટા મોટા પથ
રા તેઓ ફેંકવા લાગ્યા. તે એટલા સુધી મારયા કે, કેટલાક તરાપા ડુંબી
જઈ, ફકત એક જેની, ઉપર, હું અને બે સોબતી બેઠેલા હતા; તેટલા
બચ્યા. મોટા ઝપાટાથી હલેસા હમે મારે, એંચી એટલે દુર ગયા કે,
જેથાહ તેના પથરા આવી ન શકતા હતા. તેટલે તો હમારો તરાપો મો
ટા સમુદ્રમાં જઈ પોહોતો; તે વખતે પવનના જોરે અને પાણી
ની લહેરે નિચે ઉપર થતા; રાત અને એક દિવસ, તેવી અવસ્થામાં
રહયા. સેવટે બીજે દિવસે એક, ટાપુમાં જઈ પોહોતા; તે વખતે ખુ
શી થતા ત્યા ઉતરી, કેટલાક ફળો હમે ખાધા; એટલે થોડાક સામર્થ

આવી; ત્યારે સમુદ્રનેજ કીનારે, રાતના પડી રહયા. જયારે અર્ધી રાત ગઇ, એટલે એકાએક સર્પોનો, અવાજ સાંભળ્યો. તેટલે મહારી આંખ ઉઘડી ગઇ; અને જોવુંચ તો, નારીયલીના ઝાડ, જેટલા લાંબા સર્પો દીઠા. તે આવતાજ મહારા, એક સંગાથીને પકડી; એવી તરેહથી ખાવા લાગ્યો કે, પ્રથમ તેને મરડી મસળી, તેના હાડકા પાસળાં; ભાંગી નાખ્યા, તે પછી ભોંયપર તેને પટક્યો, ને નર્મ કરી ગળી ગયો. તે દેખાવ જોઇ, ઘણો ધભરાટમાં હું પડ્યો. અને બીજા સંગાથીને, સાથે લઇ ત્યાહથી નહાસી ગયો. જયારે ઘણાજ દૂર હમે ગયા, અને ચા રે તરફ નજર કરીતો, ત્યાહ પણ માણસોના, હાડકાનો ઢગળો, પડેલા જોયો; જેથી ખાત્રી થઇ કે, એટલાને સર્પો ખાઇ, ગયા હશે? તેના ઓગાળમાં હાડકા પાછા કાઢેથી, આ મોટો ઢગલો થયોછે. બાકી રહે લી રાત મોટી ધાસ્તી, અને દુઃખમાં હમે ગુજારી; જયારે દિવસ ઉગ્યો, ત્યારે મેં કહયું, ઓ પરમેશ્વર ગઇ કાલે, રાખસના હાથમાંથી, છુટયા તો આજે, અજગરના ફાંદામાં, ફસિ પડયા. એવી રીતે આખો દિવ સ, મોટી ધાસ્તી અને, ફકરમાં વહી ગયો. જયારે સાંઝ પડી, ત્યારે જંગલમાંથી, થોડાક ફળ ખાઇ, એક ઊંચા ઝાડપર કે, જેને હમે દિવસે, જોઇ રાખ્યું હતું; તે ઉપર ચઢી બેઠા. એક ઘડી ગઇ, એટલે તે જ સાપનો, અવાજ તે ઝાડની, નીચે હમે સાંભળ્યો; તે પછી જોવુંચ તો, ઝાડના થડ ઉપર સર્પ, આવી મહારા સાથીને કે, જે ઘણો ઊંચે ચ ઢી શક્યો ન હતો; તેને પકડી ગળ્યો; અને ત્યાહથી ચાલતી પકડી; તે ઝાડ ઉપર સવાર સુધી હું રહયો, સારી રીતે તડકો પડવાથી, અધમૂવો નિચે ઉતરયો; ત્યારેતો ખાત્રી થઇ કે, આજે રાતે જરૂર સર્પનો ભક્ષ હું થઇશ. તે સર્પની આંખે, હું પણ ચઢી ચુકો છઉં. તે પછી જીવ વાની, આશ્યા મેં છોડી, સમુદ્ર કીનારે ચાલ્યો કે, ત્યાહ જઇ ડૂબી મ રૂ. તે વખતે છાપો.

કદિ ચડવા સુખપાળ, કદિ શિર ભાર ઉચકિયે;
કદિ ભોજન બહુ ભાત, કદી અંન વિના અટકિયે;
કદિ પાંચ પોશાક, કદી કોપિન ભરે જઈએ;
કદી સેવક નિજ સાથ, કદી કિંકર પણ થઈયે;
કદિ આપ સદાવ્રત આપિયે, કદિ આપણ કર ઓડિયે;
શામળ કહે સમજી રામને, છત હીમત નહિ છોડીએ.

ઉપલા છપ્પા યાદ આવેથી, હિમ્મત ઉપજી કે, હરેક શંકટમાં ધીર જ રાખી, પોતાનો જીવ બંચાવવો; માટે ડુંબ્યો નહી; અને પોતાની, સંભાળ, પરમેશ્વરને સોપવા; તેની સ્તુતી કરવા લાગ્યો. તેટલે તો સુઝયું કે, તેથી બંચવાને કોઈ પણ, ઉપાય કરવો જોઈએ. તેનો વિચાર કર્તા ધારયું કે, જંગલમાંથી લાકડા અને કાંટા, એકઠા કરી તેના, ભારા બાધવા લાગ્યો; તે સર્વે બાંધીને તે ઝાડની, ચારે બાજુએ ગોઠવ્યા કે, જેમ કાંટાની વાડ હોય; તેવી બાંધી. એટલીતો ઉંચી અને, ગીચ તે કીધી કે, સર્પને હું જોઈ શકુ, તેવી ગોઠવણ કર્તાજ, અંધારૂ થયું, ત્યારે તો ઝાડ ઉપર, ઉંચો હું ચઢી બેઠો કે, તે મને જોઇ ન શકે. તેટલે પેલો સર્પ તહિં આવી, ઝાડની ચારે બાજુએ ફર્યો, પણ જયાહ જોય, ત્યાંહ કાંટાજ તેને ભોકાય. હરેક કીલ્લાની ભીત હોય, તેવી વાડ પ્રથમ મેં બાંધી હતી. આખી રાત સર્પે, મેહેનત કરી કે, મહારો જીવ લે, પણ તેમાં આવવાને, રસ્તો તેને ન જડયો; ઉંદરને જોઈ બીલાડી, સેંકડો ઉપાય, પકડવા કરેછે; તેવી રીતે સર્વે ઉપાય તેણે કીધા; પણ તેને હાથ હું ન લાગ્યો; એટલેતો સવાર પણ થયું. ત્યારે નિરાશ થઈ, ચાલતી તેણે પકડી. આખી રાત જાગરણ, અને ઝેરી ફુંકારાથી, એટલુંતો ઝેર ચઢયું કે, હાથે પગે ઢીલો હું થઈ પડયો; તે વખતે એવો, વિચાર ઉપજયો કે, આ જીવવાથી મરવું ભલું; જયારે ઘણીજ, દીલગીરી ઉપજી, ત્યારે જીવવાની, આશ્યા છોડી; સમુદ્રમાં ડુંબી, મરવા ફરી ચાલ્યો. રસ્તે ચાલ

તા, પરમેશ્વરની યાદ કીધી તો, તેની પૂર્ણ કૃપાએ, સમુદ્ર કીનારે, પોહોચ્યા તાજ, એક વહાણ, નજરે પડયું કે, તે સર્વે સઢો ચઢાવી; મોટા ઝપાટાથી ચાલેછે. તે વખતે મોટા શબ્દે, ઘણીક હાંકો તેને મારી, અને પોતાની પાઘડી, બાંબા હાથે ફેરવી કે, વહાણના માણસો મને જોય; તે એટલા સુધી કીધુ કે, વહાણના નાખુદાએ, મહારા હોકારા સાંભળી, એક મછવો મને લેવા મોકલ્યો; તે ઉપર ચઢી વહાણે હું ગયો. વહાણનો નાખુદા, અને માણસો મને જોઈ, અજાયેબ થયા, અને પુછવા લાગ્યા કે, આ ભયંકર ટાપુમાં, શ્યા માટે ગયો હતો; તેમાં અતિશે વૃધ્ધ કે, જે સર્વેથી બુઝરગ હતો, તેણે મને કહ્યું કે, ઘણા લોકો પાસે, મેં સાંભલ્યુંછે કે, માણસ ખાનારા, રાખસો આ ટાપુમાં રહેછે; અને તેવો માણસનું, કાચું માંસ સેકીને ખાયછે; તે ઉપરાંત સાંભલ્યુંછે કે, મોટા મોટા સર્પો, તેની આજુ બાજુના, જંગલમાં વશેછે; તેના ડરમાં દિવસે, તેવો સંતાઈ રહેછે, અને રાતે બહાર ફરી, માણસોને ખાયછે. એવા ભયંકર ટાપુમાં, હું જીવતો રહેવાથી, તેવો અચંબો પામ્યાં; અને ભુખથી અતિશે પીડાયલો, ઘભરાયલો મને જોઈ, તેવોએ ખવાડયું. જ્યારે પેટ ભરીને, ખાવાનું માંગ્યું, ત્યારે બોલવાની સામર્થ, મને આવી; તેટલે ફાટેલા કપડા, મહારા જોઈ નાખુદાએ, પોતાના પોશાકમાંથી, એક જોડી મને પેહેરવા આપી. તે સંતાપ કર્તા પહેરયા, પછી દુષ્ટ રાખસો, અને સર્પોના પંજામાંથી, કેહવી રીતે બચ્યો, તે દુઃખ અને વિપત્તિ, વિશે વિસ્તાર પૂર્વક, કહી સંભળાવ્યું. તે પછી કેટલાક ટાપુયોમાં ગયા, છેલ્લે સિલહટમાં ગયા કે, જ્યાહ મળીવાગર, અને શુખડના ઝાડો, થતા હતા કે તે કેટલાંક, રોગો દૂર કરવાને, ઘણાક ઓષડોમાં પડેછે. તે ટાપુ પાસે વહાણનું, લંગર નાખુદાએ કીધું; તે વખતે સર્વે વેપારીયો, પોત પોતાનો માલ, વેચવા અને અદલી બદલી કરવા, જવા આવવા લાગ્યા. એક દિવસે નાખુદાએ મને કહ્યું કે, ઓ ભાઈ એક, વેપારીનો માલ, ઘણા દિવસ

ણી, મ્હારા વહાણે ચઢેલોછે; અને લાંબા વખતથી, તે મરી ગઓછે. તે
ના માલની, અદલી બદલી કરતો, દેશો દેશ હું આવેલો છઉ; અને ઉમે
દ રાખુચ કે, જ્યારે તેના શેહેરમાં જાઇશ, ત્યારે નફા સાથે, મુદલ ના
ણા તેની બૈરી, છોકરાયોને આપીશ. આ ટાપુમાં તેનો વહીવટ, ચલા
વવા તને સોપુછઉ. તારી મેહેનતનો બદલો, તેના વારસ પાસેથી, અપા
વીશ. નાખુદાની મહેરબાની, થયેલી જોઇ, તેનો ઉપકાર માન્યો; અને
મનમાં ધારયું કે, આવા નરસ વખતે, કામે મને લગાડયો, તેનું ભલું
થાય. તેટલે નાખુદાએ, પોતાના મહેતાને કહયું કે, પેલો પડેલો મા
લ, આ માણસને સોપ. તેણે જવાબ આપ્યો કે, માલ ધણીનું નામ
શુ હતું; કે તે વેપારીને ખાતે; લખી એને સોપું. નાખુદાએ કહયું કે,
તું શુ ભુલી ગયો, તેનું નામ સિંદબાદ, વહાણ વટીછે. મહારૂ નાં
મ સાંભળતા, ઘણો ખુશી થતા, એટલોતો ફુલ્યો કે, જે જગ્યાએ
બેઠેલો હતો, ત્યાહ હું ન સમાયો; અને નાખુદાનું મોહ જોવા લા
ગ્યો; તેને સારી રીતે જોતા, મેં ઓળખ્યો કે, બીજી મુસાફરીના,
એજ નાખુદાછે. તે વખતે તલાવ, કીનારે સુતો મને મુકી, ત્યાહથી
વહાણ હંકારી ગયો હતો; પાછો ચઢવાની રહા ન જોઇ; ત્યારથી
તે મુવેલો, મને ધારતો હશે. ? હવે તો લાંબો વખત, તેને વહી ગ
યો, મોટું શંકટ મેં ભોગવેથી, રંગ રૂપ મહારૂં, બદલાઇ ગયુંછે. એતો
ઘણુંજ અજાયેબછે કે, બેહુંએ એક બીજાને, ન ઓળખ્યાં. તે વખતે
નાખુદાને મેં કહયુ કે, તે માલ શુ સિંદબાદનોછે; તેણે કહયું કે હા; તે
નોજછે; તે બગદાદ શેહેરનો, રહેવાસી હતો; અને બસરેથી વહાણમાં,
માલ લઇ તે ચઢયો હતો; એક દિવસે, ટાપુને કીનારે હમે, તાજુ અ
ને મીઠું પાણી લેવા, વહાણ નાંગરયું હતું; બીજા વેપારી સાથે, તે ટા
પુમાં સિંદબાદ, પણ ગયો હતો, વહાણે સર્વે વેપારીયો; પાછા આવ્યા;
પણ નથી જણાતું કે, તેનું શુ થયું. ચાર ઘડી સુધી, તેની રહા મેં જો

ઈ, તોપણ તે ન આવ્યો; અને પવન સારો નિકળવાથી, મહારો ઉપાય ન રહયો; ત્યારે વહાણનું લંગર; ઉપાડી ચાલતા થયા. મેં તે વખતે કહયું કે; પાકો વિશ્વાસ તમોનેછે, કે તે મરી ગયો. નાખુદાએ જવાબ આપ્યો કે. તેમાં શું સંદેહ; હું તો તેને મુવેલો જાણુંચ. ત્યારે મેં કહયું કે, આંખો ઉઘાડી ધ્યાન ધરી, મહારી તરફ તમે જુવો કે, હું સિંદબાદ વહાણવટી, છઉં કે નહી. એક તળાવને કીનારે, તે વખતે હું સુઇ રહયો; અને કોઇ વેપારીએ કે, ખલાસીયોએ, મને ન જગાડયો. જ્યારે મહારી આંખ ઉઘડી, અને જોવુંચ તો, ત્યાહથી વહાણ, ચાલ્યું ગયું. તેટલી વાત સાંભળી, નાખુદો મોટી, દીલગીરી સાથે, વિચારમાં પડયો, અને મહારી તરફ, સારી રીતે જોઇ, ઓળખી પરમેશ્વરનો, ઉપકાર માન્યો. એટલુંજ નહી પણ, તુર્ત મને ભેટી બોલ્યો કે, ભાઇ તમે ખરાજ, સિંદબાદછો. જ્યારે મળી ભેટી, ખુશીનો પોકાર, થઇ ચુકો એટલે તેણે કહયુ કે, આ સર્વ માલ તમારોછે; આજ સુધી મેં, તેની સંભાળ કીધી. અને દરેક ઠેકાણે. વેચ્યું લીધું; તેના નફા સાથે, હું તમોને સોપુંછઉં. સર્વે માલ મળયા પછી, તહિંથી બીજા ટાપુયો ફરયા; ત્યાહથી લવંગ, તજ, ઇત્યાદિ માલ, ખરીદ કીધો. તે પછી દૂર દૂર દેશોની, મુસાફરી હમે કીધી, તેમાં એક જગાએ, એટલા મોટા કાછબા જોયા કે, જેની લંબાઇ પોહોલાઇ, પચાસ હાથની હતી; તે સાથે અજાયેબ તરેહ, તરેહના માંછલા જોયા કે, ગાયની રીતે દૂધ, તે આપતા હતા; પણ કાછબાનું ચામડું, એવું તો શખ્ત થતું કે, તેની ઢાલ બનેછે. કેટલાક માંછલાતો, ઉંટ જેવા રંગે રૂપે, મોટા જોયા. એવી રીતે ફરતા ફરતા, બસરે થઇ બગદાદ, શેહેર ગયા. એ મુસાફરીમાં, એટલો નફો મળ્યો કે, જેની સંખ્યા ન ગણાય. પોતાને ઘેર, જીવતો જાગતો પોહોતાથી, પરમેશ્વરનો, ઉપકાર માન્યો. તેની ખુશીમાં ગરીબો, અને ફકીરોને ઘણુંક ધન આપ્યું. તે વખતે મહારી પાસે, ઘણીક દોલત

હતી, તેમાંથી ઘણાક સુંદર, મેહેલો અને આનંદકારી, જણસો ખરીદ કીધી. સિંદબાદે ત્રિજી મુસાફરીનો, ખુલાસો કહી સંભળાવતાજ, (૪૦૦) શિક્કાની કોથલી મંગાવી, હિંદબાદને આપી; અને બીજે દિવસે કરાર પ્રમાણે, આવવાનું નોતરૂ તેને દીધું; કે ચોથી મુસાફરીનું, વૃતાંત સંભળાવે. હિંદબાદ અને બીજા સંબાસદો, ત્યાહથી તેજ વખતે વિદયા થઇ, બીજે દિવસે સાંઝના, સર્વે ભેળા થયા. જ્યારે ખાઇ પી પરવારયા, ત્યારે સિંદબાદ ચોથી, મુસાફરીનો ખુલાસો, જાહેર કરવા લાગ્યો.

---

## સિંદબાદ વહાણવટીની ચોથી મુસાફરી.

——:o:——

જયારે આનંદથી, પોતાના ઘરમાં, લાંબા દિવસ રહયો, તેથી સર્વે વિપત્તિ ભુલી ગયો. દુનિયાની અજાયેબ, વસ્તુંયો ઘણીક, પરદેશમાં હોવાથી, અને ધન દોલત, એકઠી કરવાની લાલચે, ચોથી મુશાફરીની, તૈયારી કરવા લાગ્યો. તે વખતે કેહેવી કેહેવી, જણસો ખરીદ કીધી કે, જેનો દૂર દૂર દેશોમાં, સારો ખપ થતો. તેવો સર્વે માલ એકઠો કરી, પારસ નદી તરફ ચાલ્યો, રસ્તે ઘણાક શેહરો, અને ટાપુઓમાં ફરતા, એક બંદરે જઇ પોહોતો, ત્યાહથી પાછો વહાણે ચઢયો, એટલે હમારૂં વહાણ, તેશફર દ્વીપની, પૂર્વ દિશા તરફ, આફ્રીકામાં જઇ નિકળ્યું. એક દિવસે વહાણને, ઝપાટો એકાએક, લાગતાજ એક પડખું, એવું તો દબાયું કે, નાખુદા તે વખતે, ગભરાઇ નાચાર થયો, અને ખલાસીયોને કહયું કે, આ તોફાન માટે સંભાળો. તેવોએ કેટલોક, સંભાળ રાખ્યો પણ, મેહેનત સર્વે ફોકટ ગઇ; તોફાનના જોરે, સઢો ફાટી, કટકે કટકા થયા; અને નાખુદાના હાથમાં, વહાણ ન રેહેતા; ઘસડાઇ ખડક સાથે, આફડી કટકે કટકા થયા. તેજ વખતે ધન દોલત, અને માલ મતા સહિ

ત, સર્વે માણસો સમુદ્રમાં, ડુંબી ગયા; પણ સારા ભાગ્યે, મારે હાથ પાટીયું મળ્યું; તેને આસરે થોડાક, વેપારી અને હું, તરતા તરતા, એક ટાપુ સાંમે દેખાતો હતો, ત્યાહ મોટી મેહેન્તે, જઈ પોહોતા; કીનારે જવા પછી. રખડી રઝળી વનફળો ખાધા, એટલે થોડીક શક્તિ હમોને આવી. રાતના તહિંજ, પાછા આવ્યા કે, જ્યાહથી સમુદ્રના, મોજાએ બહાર, હમોને કાઢયા હતા; તે જગાએ પોતાના, અભાગ ઉપર, રડી પીટી સુઈ રહયા. બીજે દિવસે ત્યાહથી ઉઠી, અહિં તહિં રખડી, અતિશે અજાયેબ થયા; એટલામાંતો ઘણાક, હબશિયો એકાએક આવી, મેંઢા અને બકરાયોની, રીતે હમોને ઘેરી, હમારા ભાગ પાડી, પોત પોતાને ઘેર, હાંકી ગયા. મહારા પાંચ સંગાથી, અને હું, એકને ભાગે આવ્યાં; તેણે ખંડીચર ઘરમાં, હમોને રાખ્યા; થોડીક ભાજી પાલો, હમારી પાસે મુકી, ઇસારતે બતાવ્યું કે, ખાવ. મહારા સંગાથીયો, તેની ઈસારત સમજી, પેટ ભરી ખાઈ ગયા; તે ખાતાજ તેનો કેફ ચડેથી, મસ્તાન અને બેસુધ થયા. તે પછી હબશીયોએ, બાફેલા ચોખા સાથે, ઓપરાનું તેલ મેળવી, હમોને ખવાડવા લાગ્યા કે; તેથી હમે જાડા, ચરબા ભરેલા થઈએ; એટલે મારીને તેઓ ખાય. તેના ભેદ વિશે, મારા સંગાથી ન સમજ્યા, તેથી મોટી ખુશી સાથે, અને સ્વાદે, પેટ ભરી ખાવા લાગ્યા; પણ થોડું થોડું હું ખાતો, કે જેથી જાડો ન થાવું; તેમ મરું પણ નહી. તે ટાપુમાં હબશિયો, તેજ રીતે સેંકડો, માણસોને પકડી, ઉપલી રીતે ચોખા, અને તેલ ખવાડી, જાડા મસ્તાન બનાવી, ખાઈ જવાનોજ, ધંધો કર્તા હતા. જ્યારે એવી, મોટી આફતમાં, આવી પડયા; તે અફસોસમાં, થોડું ખાધાથી, અતિશે હું તવાઈ ગયો; એ હસેતો મહારા શરીરમાં, ફકત હાડકા અને ચામડાજ, બાકી રહયા. મહારો દેખાવ, હબશિયો જોઈ, ચરવા મને છોડયો કે. અહિં તહિં રખડી, તરેહ તરેહના ફળ, મેવા ખાય અને જાડો થાય. તેને સ્વાધીન

રહી, એટલા સુધી, તહિંજ ફરયા કીધુ કે, જ્યાહ સુધી મને લાગ ફાવ્યો; એટલે તહિંથી ચાલતી પકડી. તે વખતે એક ડોશો, મ્હારી રખેવાળી કર્તો હતો; મને નહાસતો જોઇ, તેણે ઘણોક પોકાર કીધા; પણ હું પાછુ ન જોતા, પોતાનો જીવ, હાથમાં લઈ નાઠો. તે વખતે ફક્ત ડોશો, તહિં હતો, અને બીજાં પોત પોતાને, કામે લાંબે જંગલમાં ગયેલા હતા. સાંઝના હબશીયો, પાછા આવ્યા, ત્યારે નહાસી જવાનો, સમાચાર મ્હારો, સાંભળી સોધવા લાગ્યા; તેટલેતો તેયોની, હદ વટાવી ઘણેક, લાંબે હું નિકળી ગયો. રસ્તે દોડતા જ્યારે, હું થાકતો ત્યારે, હરેક ઝાડની નિચે, ઘડી પળ વિસામો લઇ, દોડવાનું પાછું શરૂ કર્તો. એવી રીતે એક અઠવાડયું નાઠો, જ્યારે ભુખ, તરસે અકળાતો, ત્યારે નારિયળ તોડી, તેનું પાણી પીતો; અને તેનો ગર ખાતો; તેથી ભૂખ તર્સ ન લાગતી. છેવટે આઠમે દિવસે, દૂરથી દરીઆનો, કીનારો જોયો, તેજ તરફ ગયો તો, કેટલાક સફેદ માણસો; તહિં મરીના, દાણા વિણતા જોયા; તે ખેતર કાળા મરીના, ઝાડોથી ભરેલું હતું. ત્યાહ જઇ ઘણો ખુશી થયો, ત્યારે વગર બિહીકે, તેની પાસે હું ગયો. તેયો પણ જોતાજ, મ્હારી તરફ, દોડી આવ્યા; અને અરબી ભાષામાં, તેણે પુછ્યું કે, તું અહિં કહિંથી આવ્યો. પોતાની ભાષા, ઘણે દિવસે સાંભળી, વધારે ખુશી થયો. ત્યારે વહાણ ભાંગવાનો, હબશીયોના ટાપુમાં, પકડાઇ જવાનો, ખુલાસો તહિં જાહેર, મેં કીધો. તેટલું સાંભળી, તેયોએ કહ્યું કે, તે હબશિયો તો, માણસોને ખાનારાછે; તેના હાથે કેહેવી રીતે, તું બચ્યો. ત્યારે ભૂખે મરી, નહાસી આવવાનો, ખુલાસો પણ, કહિ સંભળાવ્યો. તે દુષ્ટોના હાથમાંથી, જીવતો આવેલો મને જોઇ, તેયો અતિશે અજાયેબ થયાં. તેની ખુશીમાં જ્યાહ સુધી, તેયોનું કામ પુરૂ થયું; ત્યાહ સુધી ફરવી, ફેરવીને વાતો; મ્હારી પાસે કરાવતા, તેટલી ઘડી તેયોની પાસે, હું બેસી રહયો. તે પછી તેયોની સાથે, હું પણ

વહાણે ચઢયો; એટલે જયાહથી, તે આપેલા હતા. તે ટાપુમાં જઇ પોહો
ચા. તેનો રાજા ઘણો ખુશ, મીળાજનો અને દયાળુ હતો; તેની પાસે
મને લઇ જઇ, તેયોએ ઉભો કીધો. મહારા દુ:ખનો, ખુલાસો તેણે પુ
છી, અતિશે અજાયેબ થયો; એટલે ઉત્તમમાં ઉત્તમ, પોશાક મને આ
પ્યો; અને મહારી બરદાસ્ત રાખતો. તે ટાપુ વસ્તિ ભરેલો, ઘણો મોટો
હતો, તે સાથે ઘણીક જણસો, વેપાર લાયેકની, તહિં ઉપજતી હતી. તેથી
ઘણાક વેપારીયો, હમેશા આવી; તરેહ તરેહનો માલ, તહિંથી ખરીદ કર
તા; અને બીજા દેશોમાં, લઇ જઇ વેચતા; અથવા અદલી બદલી કર્તા.
ઘણાંક વેપારીયોને, આવતા જતા જોઇ, ઘણો ખુશી હું થતો; અને
દેશ જવાને મરજી કર્તો. તેટલેતો તહિંના રાજાએ, પોતાનો એક સભા
સદ, મને બનાવ્યો; જયારે તેનું કામ કાજ, સારી રીત કર્તો, તેથી અ
તિશે કૃપા કરી, આનંદમાં મને રાખતો. તહિંના રેહેવાસી એવાતો, હ
ળી મળી ગયા કે, પોતાનો દેશી મને સમઝતા. તે રાજાના શહેરમાં, હમે
શા ફરતા, મોટી અજાયેબી, એક જોઇ કે, રાજા અને રૈયત, જીન લગા
મ વગર, ઘોડાની સવારી કર્તા. એક દિવસે રાજાને, મેં પુછયું કે, અહિં
નાં માણસો, છુટા ઘોડાપર, શ્યા માટે બેસેછે; તેવી રીતે બેઠા પછી, ભા
યેગજોગે, તે ચમકેતો પડી જવાની, ધાસ્તી રહેછે. રાજાએ જવાબ આ
પ્યો કે, અસલથી હમારી, એવીજ રીત પડીછે, તેનો કોઇ ઉપાય હોયતો
કર. તેજ વખતે એક, કારીગરને બોલાવી, નમૂનો ખસરી, મેં બતાવ્યું
કે, તું એવી રીતે લાકડાંનું, ખોગીર બનાવી લાવ. મહારા હુંકમ પ્રમા
ણે, શુથાર કરી લાવ્યો; તે ઉપર ચામડું, અને ઝળકતો, કીનખાબ, ત
થા અતલસ, મઢાવી સોભાવાન કીધું. તે પછી લુહાર પાસે, પાવડા
અને લગામનું, ચોકડું કરાવ્યું. જયારે મહારી મરજી, પ્રમાણે સર્વે
તેયાર થયું; ત્યારે એક ઘોડા ઉપર, સર્વે ગોઠવી; તેને રાજ સભામાં, લ
ઇ ગયો; તેને જોતાજ, ઘણો ખુશી રાજા થયો, અને તે ઉપર, સવારી

ક્રીધી. નવી સોધ મેં કરી, તેના બદલામાં રાજાએ, મને ખુશી કરવા, ઉત્તમમાં ઉત્તમ, વસ્તુંયો અને મોટી, સંખ્યાનું ધન આપ્યું. તે ઉપરાંત અગાઉ, મહારા ઉપર પ્રીતિ હતી, તેથી વધારે કરવા તે લાગ્યો. તે પછી ઘણાક જીન, અને લગામો; રાજાના કુટુંબ પરીવાર, અને વજીર તથા અમીર, ઉમરાયો માટે મેં બનાવ્યા; તેયોએ તે ખરીદ કરી, તેના બદલામાં મોટી, રકમના રીયાલો, અને અમૂલ વસ્તુંયો, મને આપી; ઉપકાર માન્યો. તેજ પ્રમાણે આખા, શહેરના રેહેવાસીયો, પણ મોટી આબરૂ, મને આપતા.

રાજાએ ખાંનગી, એક દિવસે મને કહ્યું કે, પ્રીતિ અને મોહોબત, અતિશે હું રાખું છઉ; તેમજ મહારી, રૈયત અને સભા, તારી બુદ્ધિ ઉપર, ઘણી ખુશીછે; એટલુંજ નહી પણ, તેયોનો મોટો પ્યાર,તે મેળવ્યો છે. હવે એક ઉમેદ હું રાખું છઉ, તે વિશે નકાર ન ભણશો. રાજાનું તેટલું સાંભળી, અરજ મેં કરી કે, જે વિચાર આપનો, મહારે માટે હશે, તે લાભ ભરેલો, અને ઉત્તમ જાણુંચ; તેથી આપનો હુકમ, શ્યા માટે ટાળું. રાજાએ કહ્યું તારા લગન, અહિં કરવાને મહારી મરજીછે; જેથી હમેશા તું, આનંદમાં રહે; અને આ શહેર છોડી, બીજે ઠેકાણે ન જાય. રાજાનો હુકમ ખુશી સાથે, મેં કબુલ રાખ્યો; ત્યારે તેણે પોતાના, મેહેલમાની એક છોકરી કે, જે અતિશે બુદ્ધિવાન, અને રૂપાળી તથા સુકુમાર હતી; તેની સાથે મહારા લગન કીધા. સર્વે ક્રીયા લગનની થઈ, એટલે મહારી સાથે, ખુશીથી તે રહેવા લાગી. બગદાદ શેહેરમાં, જે આગલા બેરી છોકરા હતા; તેની મોહોબત યાદ આવેથી, તહિં જવાની ઉમેદ, વારંવાર મને થતી. તેવી રીતે કેટલાક, વરસ વહી ગયાં; પણ ખુબસુરત, અને પ્રીતિ એટલીતો, નવી બૈરીની વધી કે. તે ઉપર હું મોહીજ પડ્યો; અને બગદાદના કુટુંબ, પરિવારને ભૂલી ગયો. એટલુંજ નહી પણ, અડોસ પડોસના પુરૂષો, બૈરી છોકરાયો

સાથે, અમે મોટી પ્રીત બંધાઈ. એટલામાં એક પડોસણ, કે જેની ઉપર
મ્હારી ઘણી પ્રીતિ હતી; તે માંદા આયેથે, આજારી પડી, તેને માટે ઘ
ણાક ઉપાય, તેના ધણીએ કીધા; પણ તે સાજી ન થતા, મરણ પામી·
જ્યારે બાઈ બૈરી મરણ પામી; ત્યારે તેના ધણી પાસે, રડતો પીટતો હું
ગયો; તે વખતે તેને, અતિશે અફસોસ કર્તો, મેં જોયો; ત્યારે તેને ધી
રજ, આપવા હું લાગ્યો કે; તમારી હયાતી, પરમેશ્વર રાખે, અને લાંબી
મુદત સુધી, આપણે જીવતાં હશુ તો, બીજી બૈરી ઘણી મળશે. તેટલું
સાંભળતા, તેણે જવાબ આપ્યો કે, તમે આશિર્વાદ મને, જીવવાનો આ
પોછો, તેથી ઉલટું હમણા થનારછે. તે વખતે એકાએક, ઘભરાટમાં હું
પડ્યો કે, એવું બોલવાનું કારણ શું. તેણે કહ્યું કે એક, અથવા અ
ઘી ઘડીનો, હું પરોણો છઉ. તેનું અજાયેબી ભરેલું, બોલવું સાંભળી,
મને વધારે ઘભરાટ થયો. તે વખતે મેં કહ્યું કે, એટલા હિંમતવાન,
અને બાહોશ થઈ, એવા શબ્દો શ્યા માટે બોલોછો; પરમેશ્વર તમો
ને, ચિરંજીવ રાખે; અને આપણી, દોસ્તી સદા કાયેમ રહે. તેણે
કહ્યું ઓ દોસ્ત, મહારી આવરદા, હવે પુરી થઈ. પરમેશ્વર તનેજ જી·
વતો રાખે; આ મુએલી મહારી, બાઈની સાથે હું પણ, જીવતો હમણા
કબરમાં જઈસ; હમારા વડાવોથી, એવી રીત ચાલતી આવીછે. તે
ઉપરાંત આ શેહેરમાં, એવી રીતછે કે, હરેક બૈરી અગાઉથી, મરેતો તે
ની સાથે, તેના ધણીને જીવતો દાટે; અગર પ્રથમ ધણી મરેતો, તેની સા
થે તેની બેરીને, જીવતી દાટેછે. તેવો ઠરાવ અસલથી, રાજા અને રૈય
ત, માટે ચાલેછે. તેમાંથી હવે અમે કોઈ, બચાવી શક્તો નથી. અહિં
ના રહેવાસી, એ ઠેરાવને મજબુત, પકડી રહાછે; અને સર્વે ખુશી સા
થે, તે પ્રમાણે વર્તેછે; કોઈ તેથી ઉલટું, ચાલતું નથી. તેવી અજાયેબ રી
ત, ત્યાની સાંભળી, મહારીતો સુધ્ધ બુધ્ધ, ઉડી ગઈ; ત્યારે અનેક વિચા
રમાં પડ્યો. જાણે લાકડા કે, પથરની મુર્તિ હોય, તેવી રીતે સ્થીર થ

ધ પડયો કે, હાથ ત્યાહ હાથ, અને પગ ત્યા પગ; આંખનું પાપણ, હા લતું ન હતું. તેટલેતો મિત્રો, સગાવહાલા અને આડોશી પડોશી તેને દફન નાખવા, સાથે લઇ આવ્યાં, તેઓ આવતાજ, મુવેલી બૈરીને, તરેહ તરેહની; ખુશબો અને અત્તર, લગાડી નવાડી ધોવાડી, ઉત્તમમાં ઉત્તમ, પોશાક પહેરાવ્યો કે, જેવી રીતે લગનને, દિવસે શણગારેછે; તેવી રીતે સજાવી, માંચડા ઉપર ખુલ્લી, બેસાડી આગળ અને પાછળ, કેટ લાક ઉપાડનાર આવ્યા. તેની પાછળ તેનો ધણી, રડતો અને પીટતો, શોકનો પોશાક, પહેરી આવ્યો. તેની પાછળ સર્વે, માણસો ચાલતા, મોટા પહાડનો, એક રસ્તો લીધો. ત્યાહ જઇ તેની ઓહનો, મોટો પ થ્થર ઉપાડી, અને મૂરડાની, સર્વે જણસો સાથે, તેને ટાંકામાં ઉતારી, તેની સર્વે કીરયા, તેના ધણીએ કીધી. તે પછી આવેલા સર્વે માણસો ને, મળી બેઠી સલામો કરી, રજા તેણે માગી; તેઓએ સહુ ખુશીથી રજા આપી; અને તેને માટે, પરમેશ્વરની સ્તુતી કીધી; એટલે પાણીનો એક ઘડો, અને સાત રોટલા, સાથે લઇ માંચડા ઉપર બેઠો. તે જેવો બે ઠો એટલે, તેની બૈરીની રીતે, તેજ ટાંકામાં, માંચડાં સુધ્ધાં ઉતારયો. તે પહાડ જોતા, ઘણો લાંબો પોહોલો, સમુદ્ર કીનારે, મળેલો હતો; તે સાથે ટાંકાની ઓહ, ઘણી ઊંડી અને લાંબી હતી. જ્યારે બેહું ઘ ડયા, એટલે સર્વે રડી પીટી, ઓહને પથ્થર, પાછો ઢાંકી; ત્યાહથી ચા લતા થયા.

એવી ખરાબ ચાલ, જયારે મેં જોઇ, ત્યારેતો મોટા, ઘભરાટમાં પડયો; અને બીહવા લાગ્યો, પણ ત્યાહના રેહવાસીયોએ, તેઓની ચા લ, ઘણી પસંદ કરી. એક દિવસે ત્યાના રાજાને, મેં કહયું કે; રાજા ધીરાજ, અહિંના રીવાજથી, ઘણો હું અજાયેબ થઇ, હું ઘભરાઉંછ કે, મુવેલા માણસની સાથે, જીવતાને સ્યા માટે દાટેછે. સેંકડો દેશોમાં, મુસાફરી મેં કીધીછે; પણ કોઇ ઠેકાણે, ઉલટી રીત, એવી મેં જોઇ ન

થી; તેમ સાંભળી પણ નથી. રાજાએ જવાબ આપ્યો કે, એ સિંદબાદ અસલથી; એવીજ રીત અહિં પડીછે; તેમાં કોઇ રીતે, ફેરફાર નવો થઈ ન શકે; તે ઠરાવથી હું, બંધાયલો છઉં. પરમેશ્વર ન કરે, અને અહિંની રાણી, મરી જાયતો; તેની સાથે હું, જીવતો ડટાઉં. રાજાનું તેટલું સાંભળી, ગભરાટથી હું, બોલી ઉઠ્યો કે, એ નામદાર તે ઠરાવ, પરદેશી ઉપર, પણ ચાલી શકે ? રાજા પુછવાં, હસીને બોલ્યો કે, તેમાં શુ સંદેહ. એ ઠરાવથી પરદેશી, જુદા પડી ન શકે. રાજાનું સાંભળી, અતિશે ગભરાયો; ત્યારે ધાસ્તી અને, વિચારમાં રહેતો કે, એવું ન બને કે, મહારી બૈરી મરે, અને તેની સાથે, જીવતો હું ડટાવું. હાય અફસોસ કર્તા, કેટલાક દિવસ વહી ગયા, એટલે થોડીક ધીરજ વળી; ત્યારે મહારૂં રક્ષણ કરવા, પરમેશ્વરને સોપ્યું. થોડા દિવસ પછી, મહારી બૈરી, એકાએક ઘણીજ, આજારી પડી, તે બોલતા બોલતા, મરણ પામી; તે વખતે એટલોતો, અફસોસ મને થયો કે, આ જીવતા ડટાવવા કર્તા, હબશીયો મને, ખાઇ જતેતો, ઘણું સારૂં થતે. તેટલેતો ત્યાંહનો રાજા, પોતાના અમીર, ઉમરાવ સાથે, મારે ઘેર આવ્યો; તેમજ શેહેરના આબરૂવાળા, રહેવાસી પણ એકઠા થયા. તેયો આવતાજ, મહારી બૈરીને, તરેહ તરેહનો પોશાક, પેહેરાવી માંચડા ઉપર મુકી, ડાટવા લઈ ચાલ્યા; અને તેના મુરડા પાછળ, ત્યાંહની રીત પ્રમાણે, હું રડતો ચાલ્યો. જયારે તે પહાડ ઉપર, જઈ પોહોતા ત્યારે, જીવતો છુટવાને, રાજા ઇત્યાદિક, પાસે નમ્રતાઇથી, મેં અરજ કરી કે, હું પરદેશનો રેહેવાસી છઉં, મહારા ઉપર દયા કરો, કેમકે આ શરત, સજાને હું લાયેક નથી; તે ઉપરાંત મહારા દેશમાં, બૈરી છોકરા હઇયાત, બીજાછે. ત્યા આવેલા સર્વેની, ઘણી ખુશામત, અને કાલાવાલા મેં કીધા, પણ તેયોએ મહારા ઉપર, દયા ન કરી; અને તુર્ત મહારી બૈરીને, ખોહમાં ઉતારી, અને બીજા માંચડા ઉપર, જોરથી મને પટકી, એક પાણીનો ઘડો,

અને સાત રોટલા, સાથે બાંધી; તેજ ખોહમાં નાખ્યો. તે પછી તાકીદે, ટાંકાને મોઢે પથ્થર, મુકી ચાલતા થયા. નિચે તેમાં પોહોચતા, અજવાળાના પ્રકાસે, જોયું તો તેનો ઘેરાવો, આસરે પચાસ, હાથનો હતો. તેટલેતો સડતા મૂડદા, અને હાડકાની દુરગંધી, એટલીતો મહારા*, મસ્તકમાં પોહોતી કે, તેથી અકળાઈ રહી ન શક્યો; એટલે માંચડાપરથી ઉઠી, નાક બંધ કરી ત્યાહથી નાઠો; પણ હાડકાના ઢગલા ઉપરથી, પગ સરી પડયો; એટલે બહડયા ખાતો, આપે જઈ પડયો. લાંબા વખતે, જ્યારે સુધિમાં, હું આવ્યો; ત્યારે પોતાના, અભાગ ઉપર પસ્તાવો, કરતો અને રડતો બેઠો કે, ઓ પરમેશ્વર તું જે કરેછે; તે ઉત્તમછે. જેવી સાનને લાયેક હતો, તેવીજ મને થઇ; કેમકે ત્રણે મુસાફરીમાં, દુઃખ અને વિપતિ, ભોગવવા છતા, મને બોધ ન થયો; તારે ભોગવ, તારા હવે અભાગને. કેટલાક બુધિવાન, અને સંતોષિ જેછે, તેને થોડુંક મળેથી, સંતોષ પામેછે; પણ જે અસંતોષી, અને લોભી હોય, તે મોટી આપદા ભોગવેછે; તેવી રીત મને થયું. પેહેલી મુસાફરીમાં, પરમેશ્વરે અત્તિશે, ધન આપ્યું હતું; તેનો સારો ઉપયોગ કરી, બેરી છોકરા સાથે, આનંદથી રેહેતેતો; એટલા દુઃખો, શ્યા માટે ભોગવતે; પણ લોભી થઇ, નવી નવી મુસાફરી કરવાથી, પસ્તાવો થયો. તેટલું બોલતા રડતો, અને કોઈ વેળાએ, માથું મોઢું પણ પીટતો. રડતા જ્યારે થાકયો, તેટલે લાંબો વખત, વહી ગયો એટલે, ભૂખ પણ લાગી. ત્યારે મહારા માંચડા ઉપરથી, પાણીનો ઘડો અને રોટલા, ઉપાડી લાવ્યો; તેમાંથી થોડું થોડું, ખાઈ પી કેટલાક, દિવસ ગુજારયા; જ્યારે તે પુરા થયા. ત્યારે વિચાર કર્તો બેઠો કે, હવે ભૂખે તરસે, મરવાનો વખત આવ્યો. તેટલામાં ટાંકુ ઉઘડવાનો, અવાજ સાંભળ્યો, ત્યાહ જઈ નજર કીધીતો, એક મુવેલા પુરૂષની સાથે, જીવતી બેરીને પડતી જોઈ. તે વખતે ઢગલામાંથી, પગનું મોટું હાડકું, ઉપાડી જીવતી બેરીના, માથામાં એવુંતો, બળથી મેં મારયું કે, તે લાગતાજ મરણ

પામી. એવું નરસું કામ, ફક્ત તેની રોટલી, અને પાણી લેવાને, મેં કર્યું. તે પછી કેટલાક દિવસ સુધી, તેના રોટલા અને પાણી ઉપર, મેં ચલાવ્યું. જ્યારે તે પણ થઈ ચૂક્યા, ત્યારે પરમેશ્વરની કૃપાથી, કોઈ મુવેલા બેરી સાથે, તેના જીવતા ધણીને, ખોહ નાખી ગયા. તે પુરૂષને પણ, તેવીજ રીતે મારી નાખી; તેના રોટલા અને પાણી, ઉપાડી ગયો. તે રોટલા અને પાણી, પુરૂં ન થયું, તેની અગાઉ મહારા, ભાગ્યે તે શહેરમાં, એવીતો મરકી ચાલી કે, દરરોજ ઉપરા ઉપરી, મૂડદા અને દરેકની સાથે, જીવતા માણસ, તે ખોહમાં ઉતારી જતા. જે જે વખતે, ખોહનો પથ્થર ઉઘડવાનો, અવાજ સાંભળતો, કે તુર્ત હાડકું લઈ, તહિં ઉભો રહેતો; જેવો જીવતો માણસ, નિચે આવતો જોવું કે, તુર્ત તેને સર્ગ પોહોચાડી, તેના રોટલા અને પાણી લેતો. એક દિવસે ખાવા બેઠો હતો, તે વખતે એકાએક, મોટો અવાજે કોઈ, હાફતું સાંભળ્યું. ત્યારે ગભરાઈને, ચારે તરફ અંધારામાં, ફાંફા મારવા હું લાગ્યો. તે વેળાએ પરોટલા જેવા, ઉજાસ જણાયો; જ્યારે તેની તરફ, હાડકું લઈ ગયો, એટલે કોઈ દમ લેતું, અને ધબ ધબ કરતું, એક ખાંચામાંથી દોડયું; તેના પગના અવાજે, હું પણ તેની પાછળ દોડયો; તે એટલા સુધી ગયો કે, થોડું થોડું વધારે, અજવાળું તારાનો, ચળકાટ જેમ થતો હોય, તેમ જોયું કે, ઘડીકમાં ચળકાટ થતો, અને તે દેખાવ, પાછો ગુમ થતો. દોડતા અને ઠોકરો ખાતા, એટલા સુધી ગયો કે, તે ખોહની બાજુ તરફ, એક બાંકોરૂં એવું મળ્યું કે, જેમાંથી સહેલાઈએ; બહાર હું નિકળી પડયો. અહિં તહિં ફરીને, ચોકસી કર્તાં જાણ્યું કે, સમુદ્રને કાંઠારે, આવેલો છઉં; તે વખતે અતિશે, ખુશી હું થયો. સમુદ્રની ચોખ્ખી હવામાં, ઘડીક બેઠાથી, મને સારી રીતે, હુશીઆરી આવી; ત્યારે સુજ પડયું કે. ખોહમાં જે હાફતું હતું; તેની પાછળ લાગવાથી, અહિં સુધી આવી હું પોહોતો. તે કોઈ જળ જંતુ કે, જનાવર જરૂર હશે. ? આ

બાકોરામાંથી ઓહમાં તે જઇ, મુડદાઓને ખાતો હશે. ? તે પહાડ અને શહેર, નદીની વચ્ચે હતું; પણ તે બાંકાના વિશે, કોઈ જાણતું ન હતું. કેમકે તે પહાડનો છેડો, એટલો ઊંચો હતો કે, કોઈ પણ તે ઉપર, ચઢી ન શકતું. જ્યારે બપોર થયા, ત્યારે પાછો તે ઓહમાં ગયો; અને ચળકતી જણસોની, તજવીજ કરીતો; મોટા ઢગલા પડેલા જોયા; તેમાંથી ઉપાડી શકયો, તેટલાના ગાંઠડા બાંધ્યા; અને થોડાક રોટલા, અને પાણી લઇ, બાહાર આવ્યો. જ્યારે બહાર આવ્યો, એટલે યાદ આવ્યું કે, તેને બાંધવા દોરડાં જોશે, એટલે ટાંકામા પાછો જઇ, જે દોરડાથી મડદામાં, માચડા ઉતારતા હતા, તે કીનારે લાવ્યો. ત્યારે પરમેશ્વરની, સ્તુતી કરી કે, મોટી કૃપા, મહારા ઉપર થઈ કે, જીવતો છુટો. જ્યારે ઓહમાં પડેલો હતો. તે વખતની ચિંતામાં, ભૂખ તરસ મને, નહીં લાગતી હતી; તોપણ થોડું થોડું ખાતો કે, જેથી જીવતો રહું. બહાર પડેથી, પેટ ભરી ખાવા લાગ્યો; તેથી હુસીયાર થયો. ત્યારે પોટલા છોડયા તો, હીરા અને રત્નો, તથા અનેક, વસ્તુઓ દીઠી. અંધારી ઓહમાંથી, મહારા નસીબે, જ્યારે હાથ લાગ્યું; ત્યારે તેના મજબુત, ગાંઠડા બાંધ્યા, અને તે ઉપર, દોરડા થીકડી, ત્યાંહજ રહેવા લાગ્યો; કેમકે વરસાદની રૂત, તે વખતે ન હતી. ત્રણ દિવસ, તહિં રેહવા પછી, ઈશ્વર કૃપાએ, સમુદ્ર કીનારેથી, એક વહાણ જતું હતું. તે વખતે પોતાની, પાઘડી ઉતારી, ચોમેર ફેરવી, અને મોટા અવાજે, પુકાર તેને કીધો; એટલે નાખુદાએ, મહારો હોકારો સાંભળી, એક મછવો, મને લેવા મોકલ્યો; તે આવતાજ, ખલાસીએ પુછયું કે, તારી શું કંબખતી હતી કે, આ ભયાનક, જગાએ આવ્યોછે. તેને જવાબ મેં આપ્યો કે, જે વહાણમાં, હું ચડેલો હતો, તે બે દિવસ થયા, અહિં ડુબી ગયું; તેમાંથી એખલોહું બચ્યો. મહારી વાત ખરી માની, ગાંઠડા સાથે મને બેસાડી, વહાણે લઇ ગયો. જ્યારે વહાણે હમે પોહોતા, ત્યારે નાખુદાને, પણ તેમજ મેં કહ્યું; અને થોડુંક ઝવેરાત, તેને આ

પવા લાગ્યો, પણ મહારી પાસેથી, તેણે ન લીધું. વહાણ આગળ ચાલતા, કેટલાક નવા નવા, ટાપુમાં ગયા; તે એટલા સુધી કે, નીળ ટાપુ; જે સરન્દ્વીપથી, દસ દિવસને રસ્તે હતો; ત્યાંહથી કળીદ્વીપમાં, જઇ ઉતરયાં; જેમાં સીસાની અનેક, ખાણો અને કપૂરના; ઝાડોનું જંગલ, તથા હિંદુસ્થાનને લાયેક, અનેક વસ્તું ઉત્પન્ન, થતી હતી; તેનો રાજા ઘણો મોટો હતો. જેની સત્તા નીળદ્વીપ, સુધી ચાલતી હતી; તે ટાપુની પોહોલાઇ, આસરે બે દિવસના રસ્તાની હતી; ત્યાંના રહેવાસી, રૂપાળા માણસોનું, માંસ ખાતા હતા; ત્યાં હમારો માલ વેચી, તહિંનો ઉપજેલો, ખરીદ કરી, ચાલતી પકડી, તે પછી કેટલાક ટાપુયો, અને શેહેરોમાં જઇ, એમ ખુસાળી સાથે, બગદાદ આવી પોહોતા. તે મુસાફરીમાં એટલું તો ધન, અને ઝવેરાત, મને મળ્યું કે, જેની ગનતરી ન થાય. જયારે બૈરી છોકરાયોને, જીવતો મળ્યો, ત્યારે પરમેશ્વરનો, ઉપકાર માન્યો; કેમકે મોટા મોટા, સંકટમાંથી, તે સમર્થે બંચાવ્યો હતો. ઘેર આવ્યા પછી, સોના રૂપાના સિક્કા, અને અસરફીયો, ગરીબ ગુરબાને, તથા ફકીર, ફુકરાયોને આપ્યાં; કેટલીક ધર્મસાળા, અને મસીદો બંધાવી; જયારે સર્વે કામથી, પરવારયો એટલે, પોતાની બૈરી છોકરા, અને દોસ્ત, આસનાવ સાથે, આનંદ પૂર્વક, રહેવા લાગ્યો; તે સાથે રાત દિવસ, નાચ રંગ, અને આનંદ, મંગળ વર્તતો. એટલો ખુલાસો, સિંદબાદે કહી, (૪૦૦) શિક્કાની કોથળી, હિંદબાદને આપી, રવાને કીધો. સિંદબાદની મુસાફરીનો, ખુલાસો હિંદબાદે સાંભળી, સફરે જવાની ઉમેદ કર્વી; તેમ સર્વે સભાસદોને, પણ ઉજમ ચઢતો. તે પછી સભાના, સર્વે માણસો રવાના થયા, અને બીજે દિવસે સાંઝના, સિંદબાદને મેહેલે હાજર થયા. જયારે ખાઇ પી પરવારયા, એટલે સિંદબાદે પાંચમી સફરનો ખુલાસો શરૂ કીધો.

# સિંદબાદ વહાણવટીની પાંચમી મુસાફરી.



સિંદબાદે કહયું કે, જ્યારે અમન ચમનમાં, રહયાથી આગલા, સર્વે દૂઃખો ભુલી ગયો; એટલે થોડા દિવસે, સફરે જવાની, ફરી તેયારી કરવા; વેપારની અનેક વસ્તું, ખરીદ કીધી; તેના ખટારા ભરી, બગદાદની સાંમેના, બંદરો તરફ ગયો. મહારી મરજી પ્રમાણે, કોઇ વહાણ, ત્યા ન મળવાથી, નવું બંધાવવાની, ખટપટમાં પડયો. જ્યારે તૈયાર તે થયું, ત્યારે મહારો માલ, તેમાં ચઢાવી હું પણ ચઢયો; મહારા માલથી તેનો, એક ખાંચો ન ભરાયો; અને ખાલી રહેવાથી, ડોલા ખાવા લાગ્યું, ત્યારે મહારી ન્યાતના, અને મીલનસાર, વેપારીનો માલ, વહાણે ચઢાવ્યો. તે પછી સારો પવન જોઇ, નદિમાંથી બહાર નિકળી, મોટા સમુદ્રને માર્ગે ચાલ્યા. વહાણ ચાલતા કેટલાક દિવસે, ઉઝડ એક ટાપુ જોયો, ત્યાહ સર્વે ઉતારૂ પ્રથમ ગયા, તહિં જઇ જોએચ તો, મેવા ભરેલા ઝાડ પાન ન જોયા, પણ ગરૂડ પક્ષીના ઈંડા કે, જેનો ખુલાસો અગાઉ, કહિં ચુકો છઉ; તેમાંથી બચ્ચું નિકળવાની, તેયારી જણાતી કે, ચાંચ મારેથી, તુર્ત કઇ પણ નિકળતે. મહારા વહાણેથી ઉતરેલા, વેપારીયો તે ઈંડાને, કુવાડાથી ફોડયું; તે વખતે કેટલાક, અટકાવ મેં કીધો કે, તમે એને ન છેડો; પણ મહારૂ કહેલું, તેયોએ ન સાંભલ્યું. જ્યારે ઈંડામાંથી, જીવતા બચ્ચા નિકલ્યા, તેને સેકી સર્વે ખાઇ ગયા. તેટલામાંતો પહાડ જેવા, મોટા બે કટકા, આકાસ તરફથી, પડતા દૂરથી, હમોને દેખાયા. મહારૂ નાખુદાએ, તુર્ત, પોકાર કીધો કે, સર્વે તમે વહાણે, ચઢી આવો; કેમકે જે બચ્ચાયોને, તમે ખાધાછે; તેના મા બાપ, આવી પોહોતા; બેહુ પક્ષી ભયંકર, શબ્દે પોકારતા, અને કળકળાટ કર્તા આવેછે; જેથી હમે સર્વે, ઘભરાટમાં પડયા. આવતાજ તેયોએ, પોતાનું ઈંડું ભાંગેલું જોયું, અને બચ્ચા તેમાં ન હોયાથી, અતિશે ગુસ્સે થયા; અને જ્યાથી આવ્યા

હતા, તહિં પાછા ઉડી ગયા. તે વખતે હમોને, નિરાંત વળી કે, મોટી આફત ટળી. તેઓ ઘડીક ગુમ થયા, એટલે હમે વિચાર કીધો કે, વહાણના સર્વે સઢો ચડાવી, ઘણાક દૂર નિકળી જઇએ; કે ગરૂડના દુઃખથી, બચીએ. તુર્ત તયારી કર્તા હતા, એટલામાં તો આકાસે, ઉડતા હમારી ઉપર, તેને જોયા. એટલુંજ નહી પણ, મોટા મોટા પથરો, પંજામાં પકડી, હવા ઉપર ઠરેલા હતા. તે વખતે નાખુદો, ડાબી જમણી બાજુએ, હેરયા કરી વહાણ ચલાવવા લાગ્યો; તેટલે તો એક પથર, હમારા ઉપર આવતો જોઇ, નાખુદાએ હેરયું મારયું કે, તે સમુદ્રમાં એવા જોરથી પડયો કે, તેનું સર્વે પાણી, નિચે જઇ ઉપર ઉછલ્યું; તે વેળાએ તેનું તળીયું, દેખાવા લાગ્યું; અને વહાણ ડગમગી, તેના ખીલામાથી, ભયંકર અવાજ નિકલ્યો. તે ઘભરાટમાં વહાણને, ડાબી જમણી કર્તા હતા; એટલામાં બીજો પથર, એવો તાકીને તેણે ફેંક્યો કે, તે પડતાજ કટકે કટકા થયા. ત્યારે ઉતારૂ, ખલાસી, નાખુદો, ચાકર નફર અને સર્વે માલ, પાણીમાં પડતાજ, ઘસડાઇ ગયો કે, તેનો પત્તો ન લાગ્યો; તેની સાથે હું પણ, ડુંબી ગયો હતો; થોડી ઘડી સુંધી, દરીયામાં ડુંબકી મારી, નિચે ઉપર હું થયો; એટલે ઇશ્વર કૃપાથી; એક પાટીયું તહિંથી, જતું હતું તેને એક, હાથે પકડી બીજા હાથે, તરવા લાગ્યો. જયારે થાકતો ત્યારે, બીજા હાથે તરતો; એટલા સુધી તેવી રીતે કીધુ કે, બેહું હાથે થાકયો; તેટલેતો દુરથી કીનારો નજરે પડયો. તહિં તરીને ગયો તો, તે ઘણો ઉંચો, અને ચિકણો હતો; તેથી મોટી મેહનતે ઉપર ચડી, સુકકી જગાએ હું પોહોતો; અને ઘાસ ઉપર સુસ્ત થઇ પડયો. કેટલીક ઘડી પછી, થોડી ઘણી શકિત આવી, ત્યારે ત્યાહથી ઉઠી, તે ટાપુમાં ફરવા લાગ્યો. તહિં આગળ વધ્યોતો, જગા જગાએ ઘણા બાગ, અને બગીચા જોયા, ત્યા અતિશે ફળો ભરેલા ઝાડો હતા; તેમાં કેટલાક કાચા, અને પાકેલા હતા; તે સાથે રંગી બેરંગી, તરેહવાર જગા જગાએ, અતિશે હતા.

કેટલાક મિઠા પાણીના કુંડો, તહિં હતા તેમાં એવી, યુક્તિ કરેલી હતી કે, પોતાની મેળે ઝાડોને, પાણી પોહોચતું. જ્યારે સોભાવાન, બગીચા જોયા; એટલે ત્યા ફરી, પાકા પાકા ફળો, પેટ ભરી મેં ખાધા; અને કુંડે જઈ પાણી પીધુ; એટલા સુધી તહિં, રખડયો કે રાત પડી ત્યારે, એક ઝાડની છાયામાં, પડી રહયો; પણ જીવ જંતની ધાસ્તિથી, આખી રાત, ઊંઘ ન આવી; અને લાંબા વખત સુધી' પોતાના દુ:ખ, અને વિપતીયો; યાદ કરી રડતો હતો; તે ઉપરાંત પોતાની, કબુધ્ધિને ધિકકારતો કે, શ્યા માટે ફરી, સફરે નીકળ્યો. પરમેશ્વરે સુખ સંપત્તિ, મને આપેલી હતી; તેમાંથા અમન, ચમન કરવાને, મહારી ઊમર સુધી, ઘણું હતુ. તે ઉઝડ જગામાંથી, છુટકો થવાને, કોઈ ઉપાય, હું સોધતો હતો; તેટલામાં પરોઢયું થયું; જ્યારેદિવસ નિકલ્યો; ત્યારે સર્વે વિચાર ત્યાહજ, છોડી ઉભો થયો; અને ફળ ભરેલા ઝાડોની, મોજ કરતો ચાલ્યો. થોડેક દૂર ગયોતો, અત્તિશે વૃધ્ધ પુરૂષ, એકને જોયો કે, તેનું નીચેનું અર્ધું ધડ, લુંલું પડેલું હતું; અને નહાના કુંડને, કીનારે બેઠેલાછે. પ્રથમ તેને જોઈ, મેં ધારયું કે, તેનું વહાણ પણ, ભાગ્યુ હશે. ! તે બુઢ્ઢાની પાસે જઈ, મેં સલામ કીધી, તેનો તેણે જવાબ ન આપ્યો; પણ ફકત માથું હલાવ્યું. તે વખતે મેં ધારયું કે, પાંગળાની સાથે, મુંગો પણછે. ફરી ઈસારતે, અને મોટા અવાજે, મેં પોકારયું કે; અહિં બેસી શુ કરોછો. તેણે ઈસારતે બતાવ્યું કે, ખાંધ ઉપર મને ચઢાવી, આ કુંડની બીજે પાર લઈ જા. તેની ઇસારત હું સમજ્યો કે, તેને ફળો ખાવા હશે. ? તે વેળા ગરીબ, પાંગળાની, ઘણી દયા મને આવી; તેથી પોતાની ખાંદે, તેને ચડાવી; બીજે તરફ ચાલ્યો. ત્યાહ જઈ ઉભો, અને તેને ઉતરવા, મેં કહયું. તે વાત મને યાદ આવેછે; ત્યારે ઘણું હસવું આવેછે; કેમકે તેને લુલો, હું જાણતો હતો; પણ એવી ચતુરાઈથી, આટી, મારી અને એટલુંતો જોર

કીધું કે, જીવ નિકળી જવા, વિલમ ન હતો; તે છતાં આમડાની રીતે,
તેના પગ લટકતા હતા. તે વખતના દુઃખે હું બેસુધ થઇ, જમીને ટુંટી
પડયો. તેટલે તો કઇંક પગ, ઢીલા તેણે કીધા. જેથી શ્વાસ પાછો, મહા
રો છુટયો, અને સુધીમાં આવતો હતો, તેટલે એક પગની આટી, પેટ પ
ડખાને રાખી, બીજાએ એવી જોરથી, લાત મને મારી કે, તૂર્ત ઉઠ
વું પડયું. જેવો હું ઉઠયો કે, તાકીદે તે ચડી બેઠો; અને ઝાડોની
નિચે, ફેરવવા મને લાગ્યો. તેવી રીતે આખો દિવસ, મને રખડા
વ્યો. જ્યારે રાત થઇ, ત્યારે મેં ધાર્યું કે, હવે તૂર્ત સુઇ જાવું
કે, ડાક ઉતરે. પાંગળાને જ્યારે, ભોંય ઉપર ઉતાર્યો, ત્યારે તેણે
પોતાના પગો, મહારી ગરદનમાં, ભરાવીજ રાખ્યાં. રાતના હું સુતો, પ
ણ આખી રાત, આપદામાંજ કાઢી. પરોઢયું થતાજ, ઠોકર મને મા
રી, ફરી મહારા ઉપર, તે ચડી બેઠો; અને દોડાવવા લાગ્યો. ઘડીક
ન થઇ એટલે, પગની એડી મારી, આખા ટાપુમાં, મને રખડાવ્યો.
તેવી રીતે દર રોજ, દિવસના રખડાવતો, અને રાતે ઊંઘવા ન દેતો. તે
વખતના મહારા, દુઃખ વિશે તમોજ, વિચાર કરો કે, રાતના કે દિવસ
નાં, ઘડી કે પળની રજા, ન આપતો કે, વિશામો હું લઇ, નિરાતે બેસું.
દરરોજ ત્યાહ એવી રીતે, રખડતા એક દિવસે, ઘણાક સુકકા તુંબડા,
મોકળ પડેલા જોયા; તેમાંથી સફાઇદાર, અને મોટો જોઇ, ઉપાડી લી
ધો; સારી રીતે માહિંથી, તેને સાફ કરી, દરાખના કેટલાક, ઝૂમખા
તેમાં ભરયા; જ્યારે તે ભરાયું, ત્યારે તડકે બળતું મુકી, તેનું મોડું
બાંધી લીધું. તેવી રીતે ઠેક ઠેકાણે, કેટલાક ગોઠવ્યાં. દરરોજ પાંગળો,
જુદે જુદે ઠેકાણે, મને હાકી જતો; એક દિવસે ત્યાહના, તુંબડામાં
થી, ઝડપે થોડું પીધુંતો, તેનો સવાદ, ઘણોજ સરસ લાગ્યો; અને ઘણી
ખુશી ઉપજી; તથા દોડવા કુદવાની, હિંમત થઇ; ત્યારે દરરોજ પીવાથી,
તેના કેફમાં પાંગળાનો, બોઝો અને રખડવાની, મેહેનત ભૂલી જતો. એ

ટલુંજ નહી પણ, તેની ખુશીમાં કેટલીક, વખતે માયેન કર્તો, અને ના ચતો; પાંગળાએ જયારે જોયું કે, રસ્તે ચાલતા તુંબડાનું, પાણી પીધા થી, તેને ખુશી ઉપજેછે; માટે હું પણ તે પીયું. અર્ક પીવા તેની મરજી થઈ, ત્યારે ઈસારતે બતાવી, મહારી પાસેથી માગ્યું. તે વખતે તુંબડું, ઉપાડી તેને આપ્યું. પાંગળાએ તે મોડે લગાડી, થોડુંક પીધું તો; તેનો સ્વાદ જયારે મધુર લાગ્યો, અને પીતાજ ખુશ થયો, એટલે તેમાંથી સર્વે પીને, ખાલી તુંબડું ફેકી દીધુ. તેટલો અર્ક બેસુધ્ધ, થવા તેને બસ હતો. ઘડીક ગઈ એટલે, કેફમાં તે પોકારવા, ગાવા અને કુદવા લાગો. તેના તોફાનથી, મહારી ગરદન ડગમગી, લહડીયા ખાવા લાગ્યો. તેવી રીતે કર્તા ઘણોજ, મસ્તાન બન્યો; અને તેની ડોક ઝુકી પડી; પગ પણ ઢીલા થયા, તે સાથે બેસુધ્ધ થયો. તે વખતે મેં વિચાર કીધો કે, આજે મહારો છુટકો, થવાને સરશ ઉપાયછે. તેજ વખતે જ મીને, તેને પટકી, મોટો એક પથ્થર, એવાતો જોરથી, તેના માથા ઉપર ફેકયો કે, તે લાગતાજ મરણ પામ્યો. જયારે તે મુઓ, ત્યારે ખુશી થતો, સમુદ્ર કીનારે નાસી ગયો; તે વખતે ભાયેગજોગે, મીઠું પાણી ભરવાને, વહાણ ઉપરથી, કેટલાક માણસો, તહિં ઉતરેલા હતા; તે કીનારેથી થોડેક દૂર, તેનું વહાણ લાંગરેલું હતું. તે જંગલમાં ભટકતો જોઈ, અને મહારો ખુલાસો સાંભળી, અત્તિશે ધબરાટમાં તેઓ પડયા; અને બોલ્યા કે, જે પાંગળાના હાથે, તું પકડાયો હતો, તેણે સેંકડોં માણસોનું, ગળુ દબાવી, મારી નાખ્યાછે; કોઈ તેના હાથમાંથી, જીવતું બચતું ન હતું; પણ મોટો ભાયેગવાન તું છે કે, બચ્યો. આ ભ્યાનક ટાપુ પ્રખ્યાતછે કે, કોઈ તેમાં વાસો રહેતું નથી. મહારા ઉપર દયા કરી, મછવે ચઢાવી, વહાણ ઉપર તેઓ લઈ ગયા. નાખુદાએ મેહરબાની, કરી જયારે રાખ્યો, ત્યારે એક વેપારી સાથે, મોટી દોસ્તી મેં કીધી; તેની જયારે મેહરબાની થઈ, ત્યારે પોતાની

સાથે, એક દ્વીપમાં ઉતાર્યો; અને એક ટોપલો મને આપી, રસ્તો જા ણનાર સાથે મોકલ્યો; અને કહ્યું કે યાદ રાખજે કે, આ માણસથી, જુદો પડસે તો, જીવતો નહિ આવશે. તે ભિદીયો પોતાની સાથે, નારિ યળીના જંગલમાં, મને લઈ ગયો; તહિં એટલા લાંબા, અને ચિકણા ઝાડો હતા કે, તે ઉપર ચઢવું, ઘણુંજ [illegible] હતું. હમે તહિં જઈ, વિચાર કર્તા હતા; એટલામાં સેંકડો [illegible] મળ્યા; અને હમારેથી બીહી, તેયો ઝાડોપર ચડી બેઠા; તે વખતે મહારા સંગાથી, નહાના ન હાના, પથરો એકઠા કરી, સર્વે વાંદરાયોને, મારવા લાગ્યા; ત્યારે મેં પ ણ તેમજ કીધું. એટલા સુધી, મારો ચલાવ્યો કે, વાંદરાયો રીશે ભ ર્યા; એટલેતો નારિયલ ઝાડેથી, ટોડી ટોડી હમોને, મારવા લાગ્યા. તે વી રીતે મારા મારી, ઘડીક ચાલી એટલામાં તો, સર્વે જગા ભરાઇ ગઇ. જ્યારે સર્વે ઝાડો ખાલી થયા, ત્યારે હમે પોત પોતાના, ટોપલા ભરી ચાલતા થયા. તે વખતે ઘણાક વાંદરા, એકઠા થયા હતા, પણ તે યોનો, કોઈ ઉપાય ન રહેવાથી, કચાઅું કચાઅુ કર્તા રહયા; તેથી બી જો સરશ ઉપાય, કોઈ હમે ન જોયો કે, અસલથી તેયો કર્તા હતા. તે પછી મહારા સંગાથી સાથે, હું પણ શેહેરમાં ગયો, અને મહારા વેપારીને સર્વે નારિયળ આપ્યા. તેણે વેચાતા લઇ, તેની કીંમત આપી; કહ્યું કે દરરોજ, એવી રીતે લાવજે; અને તેના પૈસા એ કઠા કરજે. કેટલા દિવસે તારી પાંસે, એટલાતો નાણા થશે કે, પોતા ને ઘેર સેહેલાઇથી, જઇ પોહોચશે. તે વેપારીનો મોટો, ઉપકાર માની; થોડા દિવસ સુધી, તેના હુકમ પ્રમાણે કીધું; અને નારિયળ વેચી, નાણા એકઠા કીધા; તેટલેતો જે વહાણમાં હુ, અને બીજા વેપારીયો, ખરી દી માટે આવેલા હતા, તે હંકારી જવાથી, બીજા વહાણ માટે, એક ઠા કરી, તેની રહા જોતા બેઠા. કેટલેક દિવસે, બીજુ વહાણ, તહિં આવી પોહોતું, તેનું નોર બાકું ઠસવી, મહારા નારિયળો, જેટલા ન

હી વેચ્યા હતા, તે ચડાવી; હું અને મહારો ઉપકારી, વેપારી સા થે ચડયા. ત્યાહથી એક ટાપુમાં ગયા કે, જ્યાહ કાળા મરી ઉપ જેછે; તે પછી કેપકામરીન ગયા; જ્યાહ અગળુસ, અને શુખડ થા યછે. ત્યાના રહેવાસી, દારૂ પીવામાં, મોટું પાપ સમજતા હતા; અ ને નરસ કામથી, હમેસ દૂર રહેતા. બેહું ટાપુમાં, હમારા નારિયળ વે ચી, તેને બદલે કાળા મરી, અને શુખડ, ખરીદ કીધું. તે ઉપરાત કેટલાક, તહિંના વેપારીને, વિચારે દરીઆમાંથી, મોતી કાડવાનું મ ળ્યું; ત્યારે કેટલાક ડુંબકી, મારનારને ઠરાવી, કડાવવા લાગ્યો. પરમે શ્વરની પૂર્ણ કૃપાથી, અને મહારા ભાયેગે, બાજત વેપારી કર્તા, મહારા ફેરામાં, અત્તિશે મોટા અને ગોળાકારે, તેજદાર નિકળ્યા. જ્યારે તે અ તિશે. એકઠા થયા ત્યારે, તેના કોથળા ભરી, બંદર બસરે અને ત્યાહ થી, બગદાદ લઈ ગયો. જ્યારે પોતાને ઘેર, સલામત પોહોતો; ત્યારે કાળા મરી, શુખડ, તથા મોતી, મોટી કીંમતે વેચ્યા; તેમાં અત્તિશે લા ભ થયો. ત્યારે દસાંશ, નેમીઉ કાઢી, અનેક પ્રકારે આનંદ, ભોગવવા લાગ્યો. એટલી બીના કહેતાજ (૪૦૦) શિક્કાની કોથળી, હિંદબાદને આ પી, સર્વે ગ્રહસ્થોને રવાના કીધા; અને બીજે દિવસે આવવાને સિંદ બાદે નોતર્યા.

---

## સિંદબાદ વહાણવટીની છઠ્ઠી મુસાફરી.

બીજે દિવસે, ખાઈ પી સર્વે બેઠા, એટલે સિંદબાદે કહ્યું કે, એ હિંદબાદ તમે વિચાર કરો કે, પરમેશ્વરે એટલી ધનદોલત, મને આપી અને કેટલી, વિપત્તિ ભોગવી કે, તેમાંથી બંચવાની, આશ્યા ન હતી; જ્યારે પરમેશ્વરે, મહારો બંચાવ કીધો; ત્યારે સલામત ઘેર આવ્યો. આગલી મુસાફરીમાં, કેટલીક વખતે, મરવાને તેયાર થયો હતો, પણ

આવરદાના બળે, ઇશ્વરે જીવતો મને રાખ્યો. જ્યારે તે દુઃખો, મને
યાદ આવેછે, ત્યારે અજાયેબ થઇ, પરમેશ્વરનો ઉપકાર માનુંચ. એ
ક વરસ વહી જવા પછી, ફરી પરદેશ જવાની, ઉમેદ કીધી. તે વ
ખતે કુટુંબના, સર્વે માણસોએ, સગાવહાલાએ, તથા દોસ્ત આ
સ્નાયોએ, ઘણો અટકાવ કીધો; પણ તેનું ન સાંભળતા, પગ રસ્તે
નિકળ્યો. આગળ ચાલતા, ઇરાન દેશના, શેહેરો ફરયો; તહિથી આ
ગળ જતા, એક બંદરે જઇ, વહાણે ચઢયો; તે નાખુદાની મરજી;
ઘણેક દૂર જવાની હતી. જ્યારે ઘણાજ દૂર ગયા, તેટલે એકાએક, ર
સ્તો ભૂલી ગયા; તે વખતે નાખુદો, જાણતો ન હતો કે, વહાણ કઈ ત
રફ જાયછે. વહાણ ઝપાટાથી, દોડયું જતું હતું; તેટલામાં નાવ, વિદયા
ની ચોપડી, એકેદમ તેણે ફેકી દીધી; અને ઘડીકમાં તે રડતો, ઘડીકમાં
પાઘડી પટકતો; અને દાડી ટોડી માથું પીટતો. તેનો દેખાવ જોઈ, હમે
ઘભરાટમાં પડયા કે, રડવાનું કારણ શુછે. તેણે હોહા કરી કહયું કે,
આપણે મોટી આફતમાં, આવી પડયા કેમકે; વહેતી તાણના જોરે, વહા
ણ ખેંચાઈ જાયછે; ઘડી પળમાં આપણે, સર્વે મરી જશું. તેટલે ખ
લાસીયોને, હુકમ તેણે કીધો કે, સર્વે સડો ઉતારો; તેજ વખતે ખલાસી
યો, વાંદરાની રીતે ઝપા ઝપ, ડોલપર ચઢયા; અને સડો ઉતારે, તેટ
લેતો દોરડા તુંટયા; એટલે હમે સર્વે, માલ પડતો મુકી, ખાવાનું બાં
ધવા લાગ્યા; તેટલે તો પહાડ સાથે, ઝપાટાથી વહાણ, અફડાઈ બા
ટલીની પેડે, ચુરે ચુરા થયું. જ્યારે પાણીમાં સર્વે પડયા, ત્યારે બએ
હાથ મારી, તેજ પહાડ ઉપર હમે ચઢી બેઠા. નાખુદાએ તે વખતે કહ
યું કે, જે થવાનું હતું તે થયું; હવે એક બીજાને મળી ભેટી, પોત પો
તાની ગોર ખોદો, અને મરવાને તૈયાર થાવ; કેમકે આ જગાએથી,
આપણે કોઈ જીવતો નહી જશે. તેટલા શબ્દો તેના સાંભળી, એક બી
જાને ગળે ચાંપી પોત પોતાના અભાગ ઉપર, રડા પીટા કીધો. તે પ

હાડની, ચારે બાજુએ જોતા, કેટલાક વહાણો, કીનારે ભાંગેલા હોય, તેમ જુદી જુદી જગાએ, માણસોના હાડકા, જ્યાહ ત્યા ઘસડાઈ, ઢગલા પડેલા જોયા. તેને જોતાજ જાણ્યું કે, સેંકડો વહાણો, આ ખરાબા ઉપર ભાંગી; તેના માણસો મુવેલા છે; તેટલાનો રખડતો માલ, જોઈ હમે આશ્યા છોડી. ત્યા મોટી નદિઓ, કેટલીક સમુદ્રમાં મળી, પાણીનો જોર, એટલોતો થતો કે, તેમાંથી અંધારી, મોટી ઓહ થઈ હતી; જેનો તાગ ન લાગે, તેવી ઊંડી હતી; પણ પહાડ ઉપરતો, બિલ્લોર અને અમૂલ, રત્નોની ખાણો હતી; તે ઉપરાંત ત્યાથી, ચંદુશનો ઝરો વહીને, સમુદ્રમાં જતો; તેની નિચે મોટી મોટી, માછલીયો આવી, તેને ગળલી અને પાછો, ઓગાળ કાઢેથી, કીનારે અબરખ, જેવા સરસ કટકા; મોટા મોટા ચળકતા હતા. તે સાથે ઘણોક લોબાન, ઇત્યાદિક ધુપના ઝાડો પણ હતા; કે જેવા કામરીન, દેશમાં જોયા હતા. તે પહાડની સાંમે, પાણીમાં અતિ મોટો, વમળ હતો કે, તે દૂરથી આવતા વહાણોને, ચકડોલની રીતે ફેરવી, તેની પાસે ખેંચી લેતો; તે સિવાય નદિયોમાં, એટલું તો બળ હતું કે, મોટા મોટા વહાણોનો, બંચાવ તહિં થઈ ન શકતો. તે પહાડની ઊંચાઈના કારણે, વહાણને સાંમેથી જોર, પવન લાગતો ન હતો કે, બીજી તરફ તે હંકારી, પોતાનો બંચાવ કરે. નાખુદાનો કોઈ ઉપાય, ન રહે ત્યારે વહાણ, પહાડ તરફ ઘસડાઈ, કટકે કટકા થતા. તે પહાડની એટલીતો, ઊંચાઈ હતી કે, તે ઉપર માણસો અથવા જનાવરો, ચઢી ન શકતા કે, બીજી તરફ ચાલી જાય. એવી ભયાનક જગાએ, જઈ પડયા ત્યારે, પોતાના જીવથી, સર્વે હમે નિરાશ થયા. વહાણ ઉપરથી, ખાવા પીવાની જણસો; હમે અગાઉ જે લાવેલા હતા; તે એક બીજાએ સરખે, ભાગે વેંહેચી લીધું; તેમાંથી થોડું થોડું ખાતા, અને હાય અફસોસ કર્તા હતાં. હમારામાંથી કોઈ, મરતો તેને સર્વે મળી ડાટતા; તેની ઘોર ખોદવાની, મેહેનત કરવામાં, મોટો ભાગ હું લેતો;

માટે જે ખોરાક, તેનો બંચતો, તે મને મળતો; તેથી ખાવાની જણસો, મહારી પાસે ઘણી ભેળી થતી. તેવી રીતે કેટલાક, દિવસ વહિ ગયા, તે ટલામાં ફેરી હવા, એવીતો નિકળી કે, મહારા સંગાથી; એક પછી એક, સર્વે મરી ગયા. તેયો સર્વેને ડાટી, તેની ક્રીરયા મેં ક્રીધી; પણ મહારે માટે પ્રથમ, ગોર ખોદી રાખી હતી; કે મરવાની વખતે, તેમાં જઈ પડી શ. જયારે એખલો રેહેવાથી, એવોતો ઘભરાયો કે, જેનું વર્ણન થઈ ન શકે. તે વેળાએ હજારો, ધિક્કાર પોતાને કહેતો કે, એટલા દુઃખો ભોગવતા, ઉપદેશ ન થયો કે, લોભી થઈ મુસાફરી, કરવા ફરી નિકળ્યો. જયારે રડી પીટીને થાકયો, ત્યારે વિચાર કીધો કે, હવે જયારે હું મરીશ, ત્યારે પાંચ મુસાફરીમાં, વિપત્તિ ભોગવી, અસંખ્યા દોલત મેં મેળવીછે; તે કોણ ખાશે; અને તે શુ કામ, મને આવશે. એવી રીતે રાત દિવસ, હાય અફસોશ કર્તો હતો. એક દિવસે ઇશ્વરનું, ધ્યાન ધરી હું બેઠો; અને મોટા વિચારમાં, ગર્ક થયેલો હતો; તેટલામાં એકા એક, સુઝ પડયું કે, સર્વે નદિનો ડોહ, એકઠો થઈ આખાંચામાં ભરાયછે, પણ તે પાછું આવતું નથી; માટે ખાત્રી થાયછે કે, કોઈ પણ જે ગાએ, તે પાણી વહિ જતું હશે. ? તેવા અનેક પ્રકારે, મનમાં વિચાર, કરવા લાગ્યો કે, હવેતો પાણીમાંથીજ, રસ્તો કહાડવો; આયુષ લાંબુ હશે તો, ખુશી સાથે બીજી, તરફ નિકળીસ; અથવા મરીસ. હમણા પણ મરવું, અને પછી પણ મરવું છે. મહારો વિચાર પાકો થયો; ત્યારે ભાંગેલા વહાણના પાટિયા, અને દોરડાં સંખ્યાબંધ, તહિં પડેલા હતાં, તેમાંથી મન ગમતા ઉપાડી, એક નહાની હોડી બનાવી. મોટા મોટા મણી, બિલોર હીરા માણેક, અને સોનું રૂપું ઇત્યાદિક, ખાંણીમાંથી ઉશડી, હોડી ભરી કે, તેની બેહું બાજુ, સરખે વજને થાય. તે પછી પરમેશ્વરને, યાદ કરી બેહું હલેસા, હાથમાં પકડી, તે ઉપર ચઢી બેઠો. તેટલેતો હોડી એં ચાઈ, ખોહ તરફ ચાલી; તે વેળાએ ભિ઼ધી, ન વળે માટે, બેહું હલેસાથી

તેને, અટકાવી રાખતો; તોપણ અંધારામાં, એકદમ તણાઈ જતી હતી.
તેને થોભાવતા થોભાવતા, જયારે થાકી જતો ત્યારે, જયાહ જાય ત્યાહ,
હું જવા તેને દેતો. આગળ ચાલતા કેટલીક, જગા ઊંચી અને કેટલી
કતો, એવી નીચી અને સાંકડી આવતી કે, મહારા માથાને તે લાગતી,
ત્યારે લાંબો થઈ સુઈ જતો. તેવી મોટી મેહેન્ત, કીધાથી ભુખ લાગી;
ત્યારે બાકી રહેલું, ખાવાનું કે, જે સાથે લઈ, હું બેઠો હતો; તે ખા
ધું; પણ તે વિશે, જાણતો ન હતો કે, આ આફતમાંથી, શું બનશે; અ
ને કહિં જઈશ. ખાવાનું છોડી, થોડું થોડું ખાતો હતો, કે જેથી જીવ
તો રહું. રાત દિવસ મેહેન્ત, અને જાગરણ કર્તા, કેટલાક દિવસે, એ
વો ગાફેલ થયો કે, જીવવાની આશ્યા, છોડી સુઈ રહયો. તે એટલા સુ
ધી સુતો કે, જેનો ખુલાસો ન થાય. જયારે જાગ્યો અને જોવુંચ
તો, નિર્મળ નદીને કીનારે, એક શેહેરની નીચે, હોડી બાંધેલી જોઈ; તે
વખતે ચારે તરફ, હબશિયોને ટોળે, મળી ઉભેલા મેં જોયા. તેયો
ને પ્રથમ સલામ મેં કીધી; અને હેવાલ પુછ્યો; તેનો જવાબ તેયોએ
પોતાની ભાષામાં, આપ્યો પણ, તેમાં હું ન સમજયો. જીવતો તહિં પો
હોતાથી, ઘણો ખુશી હું થયો; અને મનમાં ધારયું કે, ઓ પરમેશ્વર,
આ સપનું જોવુંચ કે, ખરેખર આ જગાએ, આવ્યો છઉ. થોડી પળ
વહિ જવા પછી, ખાત્રી થઈ કે સપનું નથી. ત્યારે મોટા શબ્દે, અ
રબી ભાષામાં, પરમેશ્વરનો ઉપકારમાની, કહેવા લાગ્યો કે, ઓ પરમેશ્વ
ર દરેક જીવજંતની, દરેક પળે તું સંભાળ કરેછે. પાપી માણસો, તરેહ
તરેહનો જે વિચાર કરે, તે સર્વે ફોકટ જાયછે. દુઃખી માણસને લાયેકછે
કે, પોતાની આંખો બંધ કરી, પરમેસરનું ધ્યાન કરવું; જેથી સર્વે કષ્ટો
દૂર થાય. હબશિના ટોળામાં, એક માણસ અરબી, ભાષા જાણતો હતો,
તે બોલ્યો કે ઓ ભાઇ, હમોને જોઇ ન ધભરા; અહિના રહેવાસી હમે
છેએ. આ ખેતરમાં છીપણું કરવા, આજે નદિ કીનારે આવ્યા; તે વ

ખતે જોયું કે નદિનું પાણી, અટકી છીપણાનું કામ, શ્યા માટે બંધ પડયુંછે; ત્યારે તપાસ કરવા લાગ્યા તો, એક હોડી નાળાને મોઢે, આડી પડીછે. તે દેખાવ જોઇ, એક માણસે ત્યાહથી, તેને ખસેડી અહિં, લાવી બાંધીછે; તે સાથે તને જાગરૂત, થવાની રહા જોઇયેચ. હવે ખુલાસો કરકે, આ નદિમાં કહિંથી, તું આવ્યો; તેટલું સાંભળતાજ, પ્રથમ ખાવાનું મેં માગ્યું; અને કહયું કે, ઘણા દિવસનો, હું ભુખ્યો છઉ, કઇ ખાવાનું મળેતો, બોલવાની શક્તિ આવે; તે વિશે છાપો.

અન્ન પૂર્ણા વડીમાત, જગત જીવાડણુ જાણી;
અન્ન વીના સઉ શુન્ય, અન્ન વીણ જીવે ન પ્રાણી;
અન્ન વીના સુખ અલ્પ, અન્ન વીણ ચરણ ન ચાલે;
અન્ન વણ ભાવે ન ભકતી, અન્ન વણ મોજ ન માલે;
ઇશ્વર વહાલો નહી અન્ન વણ, ગાનતાન ગુણ નવ ગમે;
શામળ સેવો અન્ન પૂરણા, સકળ દુઃખ એથી શમે.

ભુખે તવાયલો જોઇ, તરેહ તરેહનું ખાવાનું મને આપ્યું. થોડુંક ખાધા પછી, પોતાનો ખુલાસો, પેહેલાથી છેલ્લા સુધી, કહિં સંભળાવ્યો; તેટલું સાંભળતાજ, અતિશે ઘભરાટમાં, તેયો પડયા; અને મને કહયું કે, ધીરજ રાખો, હમારા રાજા પાસે, લઇ જશું; તેને તમારૂં દુઃખ જાહેર કરજો. દુઃખ સુખની વાતો કર્તા, ઘડીક તહિં વહી ગઇ, એટલેતો સર્વે ખાવાનું, ખાઇ ઘોડા જેવો બન્યો; તે વખતે મુછ ઉપર, હાથ ફેરવી કહયું કે, જેવી રીતે હુંકમ તમે કરશો, તે પ્રમાણે હું તૈયાર છઉ. જયારે ખેતરનું કામ, તેયોનું પુરૂ થયું ત્યારે, ઘોડા ઉપર મને બેસાડી, ઝવેરાત ભરેલી હોડી, તેયોએ ઉપાડી; મહારી આગળ પાછળ, ટોળેબંધ દોડતા હતાં; તે વખતનો દેખાવ, આજાયેબ જોઇ, મને ઘણું હસવું આવ્યું કે, મહારા લગન તો, આજે ન હશે. ? ઝડપથી ચાલતા, સરન્દ્વીપમાં કે, તે નામે પ્રખ્યાત ટાપુ હતો, ત્યાહ મને લઇ ગયા. રાજ

સભામાં જ્યારે ગયા, અને સિંહાસન ઉપર, હિંદુ રાજાને બેઠેલા જોયો;
ત્યારે રાજ રીતે, પ્રથમ દંડવ્રત કરી; પછી સિંહાસનને, બેહું હાથે
સલામ કીધી. ડહાપણુ ભરેલી રીત, મહારી જોઈ; રાજાએ પોતાની
પાસે, મને બેસાડી; મહારૂ નામ પુછયું. તે વખતે મેં કહયુ કે, મહા
રૂં નામ સિંદબાદ, વહાણવટીછે; અને બગદાદનો વેપારી છઉ. ફરી
તેણે કહયું કે, મહારા રાજમાં કહિંથી આવ્યો. તે વખતે પેહેલેથી,
છેલ્લે સુધી વિસ્તાર પૂર્વક, પોતાનો ખુલાસો, કહી સંભળાવ્યો. મ
હારી બીના જેમ, તે સાંભળતો, તેમ કેટલીક વખતે, અજાયેબ થતો,
અને કેટલીક વખતે, ઘણો ખુશી થતો. જ્યારે સઘળી બીના, તેણે
સાંભળી ત્યારે, પોતાના અમીરને, હુકમ કીધો કે, આ વહાણવટીની મુ
સાફરી, સોનેરી રૂશનાઈથી, આપણા દેશના ઇતિહાસમાં, લખી રાખો.
તે પછી ઝવેરાત ભરેલા, મહારા ગાસડા તેની પાસે છોડયા. તેટલુ
જોતાજ તે ઘણો ખુશી થયો; અને બોલ્યો કે એવા રત્નો, મહારા ખજા
નામાં નથી; તે પછી એકેક નગ, તેણે સારી રીતે જોયું; તે વખતે
મેં અરજ કીધી કે, ઓ રાજા ધીરાજ, હું અને એ ઝવેરાત, આપ
નામદારનુંછે; જેટલા જોઈએ તેટલા લો. રાજા મુછમાં, હસીને બોલ્યો
કે, એસર્વે પરમેશ્વરે, તને આપ્યુંછે; તેમાંથી લેવું મને લાયેક નથી. તેટ
લું બોલતાજ, રાજાએ ખજાનામાંથી, કેટલાક રત્નો મહારી, ગાસડી
માં નાખી, તેમાં વધારો કીધો; તે સાથે એક અમલદારને, મને સોપી
કહયું કે, આ વેપારીને ખુશીમાં, રાખજે કોઇ રીતે, તેને દુઃખ ન પો
હોચે; તે ઉપરાંત કેટલાક, માણસો મહારી, ચાકરી કરવાને સોપ્યા; અ
ને કહયું કે, જેટલી રકમ માગે, તેટલી ખજાનામાંથી આપજે. તે સરદા
રે ગાસડા સાથે, મને લઈ જઇ સોભાવાન, એક ઘરમાં ઉતારયો; પણ
દર રોજ હું, રાજ સભામાં તેની જતો; અને ફુરસદે રમુજ ત્યાની, અને
તરેહ તરેહના મેહેલો, તથા અજાયેબ જણસો જોતો. ભૂગોળની માપ

રેખા, નિચે તે શેહેર આવેલુંછે; તેથી સાત દિવસ, ત્યાહ સરખા રેહેછે.
તેની લંબાઈ, ૮૦ ગાઉનીછે; અને તેટલીજ પોહોળાઈ હતી; તે શેહેરની
ઊંચાઇ, સમુદ્ર બરોબર હતી; પણ તેની ચારે બાજુએ પહાડો હતા. તહિં
ની અજાયેબીમાં, મોટા મોટા પહાડોજ જોયા. તહિંથી ત્રણ દિવસને, ર
સ્તે સમુદ્ર જણાતો; પણ અમૂલ ઝવેરાતની, અનેક ખાંણો ત્યાહ નિકળતી;
કોરંડના હીરા, તથા શખ્ત ઝવેરાત, કાપવાનું અને પોહેલું પાડી, તેને જલ
આપવાનું કામ, કેક ઠેકાણે સરશ નહિં થતું. નારિયળીના ઝાડો, અત્તિ
શે નહિં દેખાતા; તે સાથે મોટા મોટા, મોતી સમુદ્રમાંથી, ઘણાક નિક
ળતા. મુસળમાન તહિંના, એવી રીતે કહેતા કે, પરમેશ્વરે સ્વર્ગમાંથી,
કાઢયા પછી આ પહાડ ઉપર, હમે આવી રહેલા છિએ. તે પહાડની
વખાણ, ઘણી સાંભળી ત્યારે, ઉપર ચડી તેની જાત્રા કીધી. જ્યારે ત્યા
હ સારી રીતે ફરયો, ત્યારે રાજાને અરજ કીધી કે, હવે મને વિદાય ક
રો. રાજાએ તરેહ તરેહની, અમૂલ વસ્તું અને ઝવેરાત, મને ભેટ આપી;
તે વખતે અમીર, ઉમરાયોને ગળી ભેઠી; ચાલવા લાગ્યો. તે વખતે એક
કાગળ, અને ઘણીક જણસો, ભેટ આપી કહ્યું કે, આ ભેટ મહારી ત
રફથી, હારૂંન રશીદને આપજો. તે વખતે ઘણો ખુશી હું થઈ, એવી
કબુલાતે લીધી કે, એ સર્વે હારૂન રશીદને આપીશ; તે સાથે મહારા ઉ
પર જે દયા આપે કીધીછે, તેનું વર્ણન કરીશ. વહાણે ચડયો તેની
અગાઉ, તેના માણસો સાથે, રાજાએ બંદોબસ્ત, કરેલો હતો કે ખુશી
સાથે, એને દેશ પોહોચાડે સરંદ્વીપનો કાગળ, કોઈ જનાવરના ચામ
ડા, ઉપર લખેલો હતો કે; તે અમુલ કીંમતનું હતું; તેનો વિચિત્ર દેખાવ,
અને નર્માસ તથા પીળો રંગ, અજાયેબ હતો. તે ઉપર સોનેરી હરફે,
હિંદી ભાષામાં, એટલુ લખેલું હતું કે (આ કાગળ હિંદના, રાજાનો લ
ખેલછે કે, જેની સવારીમાં, હજાર હાથી હોયછે; તેના મેહેલમાં, અને અ
ગાસીની છજામાં, એક લાખ અમલ, હિરા પ્રકાસેછે; અને તેના ખજા

નામાં, વીસ હજાર મુગટો, હીરાથી જડેલાછે. આ ભેઠ પ્રતાપી, હારૂન
રશીદ માટે, મેં મોકલીછે; તે એવી રીતે કે, એક ભાઈ બીજા ભાઈ ઉ
પર, અથવા મિત્ર મિત્રને મોકલેછે; તેવી રીતે આ જાણવી; તેથી ખુ
શી થશો; અને આપણી મિત્રાઈમાં વધારો કરશો. ઘણા હેતથી સલા
મ મેં લખીછે, અને આપની એમ, ખુશાળી પુછાવીચ; અધિક શુભ.)

તે ભેઠમાં એક પ્યાલો, જે પોણો આંગળ જાડો, અને ઝવેરાતે જ
ડેલો, તેની ફરતી મોતિયોની, ઝાલર લટકતી હતી; તેનો દરેક દાણો, ત્ર
ણ ત્રણ માસાનો હતો. બીજો તકીયો હતો કે, જે સર્પની કાંચળીથી ભરે
લો, તેમાં એટલો ગુણ હતો કે, તે ઉપર બેસનાર, સુનારને કોઈ દિવસે, રો
ગ ન થતો. ત્રિજી એક લાકડી, જેની કીંમત એક લાખની, વખાણવાજો
ગ, ખુશબોથી ભરેલી હતી. ચોથું મોટા પિસ્તા બરોબર, તિસ નગ માણે
કના હતા. પાંચમી અત્તિશે રૂપાળી, એક સુંદર બેરી હતી કે, જેની ધબ છ
બ જોતાજ, કેટલાક ઢળી પડતા; તેનો ઝવેરાત જડેલો, જરીનો પોશાક,
અમુલ કીંમતનો હતો. તેની ખીજમત કરવા, કેટલીક દાસી આપેલી હતી;
રાજાની સોગાત લઈ, હું વહાણે ચઢયા પછી, સારા ભાયેગે ખુશી સાથે,
બસરે જઇ પોહોતો; અને તહિંથી બગદાદ ગયો. ત્યાહ પોહોચતા, પ્રથ
મ રાજાનો કાગળ, અને સર્વે ભેઠ લઇ, હારૂન રશીદને મહેલ ગયો;
ત્યાહ પોહોચતા ચોકીદાર પાસે, હમારો સંદેશો મોકલ્યો; તે પાછો આ
વતાજ, હાથો હાથ હમોને, રાજ સભામાં લઇ ગયો. સિંહાસન પાસે
જતાજ, જમીન ચુંબી અને, સરંદ્વીપની ભેઠ, તથા કાગળ હારૂન
રશિદના, હાથમાં આપ્યો. જયારે તેણે કાગળ વાંચ્યો, ત્યારે મને પુછ
યું કે, તે રાજા એટલો મોટોછે; કે જેવી રીતે લખેછે; ત્યારે અરજ
મેં કરી કે, રાજા ધીરાજ કઇ પણ, તેણે ખોટું નથી લખ્યું; તેની મો
ટાઇ અને પ્રતાપ, મહારી નજરે જોઈ આવ્યો છઉ; તેમાં વખાણવા
જોગ, તેનો મેહેલછે. જયારે તેની સવારી નિકળેછે, ત્યારે હારબંધ

હજાર હાથીએ, તેના અમીર ઉમરાવો, બીરાજેછે. તે રાજાના સિંહાસનની આગળ, સોનાનો બરછો, હાથમાં પકડી, તેનો પ્રધાન બેસેછે; અને પાછળ મોરછલ, હાથમાં પકડી એક, માણસ ચમર કરેછે; તેની દાંડીને છેડે, અર્ધો આંગળ લાંબો, અને પોણો આંગળ પોહોળો, નિળમ હીરો ઝુલેછે; એક હજાર સેરદારો, રેસમી અને સોનેરી, કીંખાબના પોશાકે, હાથીયે સવાર થાયછે. હાથિયોનો શણગાર, અને અંબાડી એવીતો, અમૂલ કીંમતી હોયછે, કે તેનું બખાણ કરી, સકતો હું નથી. તેની સવારી જ્યારે નિકળે, ત્યારે આગળ એક સરદાર, મોટા શબ્દે વારંવાર, એટલું પોકારેછે કે; અતિ ભાગ્યવાન, હિંદુસ્થાનનો આ રાજાછે. જેના મેહેલમાં અમૂલ, અને વિચિત્ર એક, લાખમણિ જડેલાછે; અને તેના ખજાનામાં, ઝવેરાત જડેલા વીસ, હજાર મુગટો ઝળકેછે. મુસળમાન અને હિંદુ રાજાથી, એની પદવી ચડતીછે. આગલો સરદાર, એટલું જ્યારે બોલી રહેછે; ત્યારે સિંહાસન પાછળનો, બીજો કેહેછે કે; એટલો મોટો હોવા છતા પણ, એક દિવસે જરૂર તે મરસે. તે વખતે આગળ ફરી બોલેછે કે, તેને આશીર્વાદ આપો કે, સદા તે જીવતો રહે. મહા ઈનસાફી રાજાછે કે, જેના શેહેરમાં કોઈ પણ, ન્યાયધીસ અને કોટવાળની, જરૂર નથી પડતી. તેની રૈયત નીતિવાન, અને સલાહ સંપ ભરેલીછે કે; હરયેક કોઈ ઉપર, અન્યાય કે દુઃખ નથી; એક બીજાયો ઉપર પ્રીતિ, અને મિત્રાચારી રાખેછે; માટે ઈનસાફ કરનારની, જરૂર પડતી નથી. તેટલું સાંભળી. હારૂન રશીદ બોલ્યા કે, તારા કહેવાથી, અને કાગળ વાંચવાથી, જણાયછે કે, તે ઘણો બુદ્ધિવાન હશે.? તે પછી મોટી કીમતનું, ઈનામ મને આપી, રવાને કીધો. સિંદબાદે છઠી સફરનો, ખુલાસો કરી (૪૦૦) શિક્કા, હિંદબાદને આપી કહ્યું કે, આવતી કાલે સર્વે આવી, સાતમી સફરનો ખુલાસો સાંભળવો.

---

**અરેબિયન નાઈટસના દરેક ભાગના ખરીદદારોએ [redacted]**
**લખલે ઠેકાણેથી ચાર આના આપેથી મળશે.**

---

મુંબઈ—કાળકાદેવીને રસ્તે રામવાડી પાશે. ઈશ્વરદાસ લાયબ્રેરી.

સુરત—નાણાવટમાં. કશનદાશ નારણદાસ માસ્તર.

,, ,, મનચેરજી જમસેદજી પોશવાલા.

અમદાવાદ—માગાની હવેલીમાં. ગુજરાત વરનીક્યુલર શોશાઈટીમાં [redacted]

,, ,, યુનાઈટેડ પ્રીંટીંગ પ્રેસમાં.

,, ધી કાટે. જગજીવન કાલીદાસ બુક વેચનાર.

રાજકોટમાં—વિદ્યાન વિળાસ આપીસમાં.

અમરેલીમાં—કામેશ્વર ઓધવજીને.

ભાવનગરમાં—છતરીના કુવા પાસે. ત્રીકમલાલ ઓધવજી બુક વેચ [redacted]

કચ્છ અંજારમાં—માધવ રાય પાસે. ઉપાદયા હલવેશ્વર મતુરભાઈ.

કલીકોટમાં—શા૦ કસ્તુર રૂપચંદ.

કોચીનમાં—શા૦ પરસોતમ માપશી.

---